॥ ૐ ॥

હરિગીત.

શ્રી રામ સીતારામજી, શ્રી રામજી સીતાપતી
શ્રી રામ સીતારામજી, શ્રી રામજી સીતાપતી
શ્રી રામ સીતારામજી, શ્રી રામજી સીતાપતી
મણિરામ રઃશ્રીરામજી, શ્રી રામજી સીતાપતી

શ્રી કેશોદ સાધુ-અનાથ સેવા સદાવ્રત ફંડનો હિસાબ સં ૧૯૭૫

# શ્રી રામ લહરિ લ્હેર ૭મી.

લેખક પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર ચોરવાડ તથા
બ્હેન માણેક મદનજી કેશોદ-કાઠિયાવાડ
પ્રકાશકઃ-શ્રી સદ્દ્‌ની મંડળી તરફથી શ્રીમતિ કસ્તુર બ્હેન કરાંચી.

## શ્રી કૃષ્ણાષ્ટમી.

શાર્દુલ.

સાધ્વા સત્ય સુરાંગના સ્વકરથી સીંચે સુધા સ્નેહથી
આગંતુક અતિથીઓ સુરસરે, પોષે પુરા વેહથી
ક્યારા રામમણિ વિષે વિલસતું, કૌતુક આ શું થયું ?
હા ! હા ! હા ! સુરવલ્લી પુષ્પ ખીલતું, કરમાઈ એ કા ગયું ?

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૫૦૦
સંવત ૧૯૭૫

અમદાવાદ—શાહપુર નવીપોળ.
અમૂલ્ય શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાણયમાં પટેલ
સને ૧૯૧૯ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.

રાગ ખમાચ.

ધાર્યો ધણી ધીંગો રામ ધામ એને જાશુંરે.
એને ધામધાશું, તને મને નહિ કાશુંરે. ધાર્યો. ટેક.
માયાના મટીને માયા પતિ તણા થાશુંરે,
રસાયણ રામ નામ, રસ ભરી ખાશુંરે. ધાર્યો.
ચામની ચિંતા તજીને, ચતુર્ભુજ ચ્હાશુંરે,
ચિત્ત એકાકાર કરી, ધરણીધર ધ્યાશુંરે. ધાર્યો.
સંત સથવારે શ્રદ્ધા ભાતું લઈ જાશુંરે,
પ્રેમ પયોધિમાં પુરા પ્યાર વડે ન્હાશુંરે ધાર્યો.
ગરવા ગુણગણ ગોવિંદાના, ગમતાં ગીતાં ગાશુંરે,
શામળાના સરસ, સુભાવવડે, સ્હાશુંરે. ધાર્યો.
હૃદયે બ્રહ્માંડો રાખી, બ્રહ્માડે નહિ માશુંરે,
પીશું મણિરામ રસ, અવરને પાશુરે ધાર્યો.

રાગ એજ.

ધ્યાને ધણી ધીંગો ધારી, ધીમે ધીમે ધ્યાજેરે,
ધીમે ધીમે ધ્યાજે પીજે ખુપ રસ પાજેરે. ધ્યાને ટેક.
ત્રેવડ કરીને તાન, ત્રેવડ તો જાજેરે,
અગુણા સગુણા સલુણા, સ્વામી, સ્નેહ સરે ન્હાજેરે. ધ્યાને૦
પાકો પંથ પામી ચાલજે સુ નામ પાજેરે,
ખાટીશ સુનામ વડે, લઈશ દાઝે લાજેરે. ધ્યાને૦
નામી નામ તણા સ્વામી, ગ્રહે સર્વ છાજેરે,
એવી શ્રદ્ધા રાખી દ્રઢ, સાચે મને સ્હાજેરે. ધ્યાને
ડરીશ ન શત્રુ કદી, ત્રાડે તોરે તાજેરે,
રામ રખવાળો મણિ, જન માથે ગાજેરે ધ્યાને૦

॥ ॐ ॥

# શ્રી કેશોદ સાધુ-અનાથ સેવા સદાવ્રત ફંડનો સંવત ૧૯૭૫ ની સાલનો હિસાબ.

ઇશ્વિર કૃપાથી અત્યંત લઘુ સ્વરૂપમાં ઉદિત થઇ આ સંસ્થા આજે ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે; અને પોતાનું કર્ત્તવ્ય બજાવવા જોઈતાં સાધનો મેળવતી પ્રગતિ કરે છે એ જોઇ જાણી સર્વને સહજાનંદ થશે. માત્ર પ્રભુ ઇચ્છાપર આધાર રાખી આકાશી વૃત્તિને આશ્રયે પણ આ સંસ્થા પોતાના ઉગમણુમાંજ ઉન્નત થતી જાય છે, તેનો બીજા વર્ષનો વાર્ષિક હિસાબ પ્રકટ કરતાં જણાવવું જરૂરનું છે કે-ગત વર્ષ જેવા ભયંકર દુષ્કાળમાં આ સંસ્થાએ પોતાથી બનતી સાધુઓ તેમજ અનાથ અને અયાચક ગરીબોની બનતી સેવા કરી છે.

સંવત ૧૯૭૪ ની સાલ આખર આ ફંડમાં રૂ. ૧૩૪૩ાા-ની શીલીક હતી તેમાં ચાલુ તથા સ્થાયી ફંડના કુલ રૂ. ૫૫૮૧ાા-। સંવત ૧૯૭૫ ની સાલમાં ઉત્પન્ન થયા તે મળતાં કુલ રૂ. ૬૯૨૫ા-। થયા તેમાંથી રૂ. ૨૦૭૦ાા-। નો ખર્ચ બાદ જતાં બાકી રૂ. ૪૮૫૪ાા ની શીલીક સંસ્થાના ફંડમાં છે, જે નાણાં કેશોદ નિવાસી શેઠ પુરૂષોત્તમ નાનજીની દુકાને શત એકે ટકા અરધાને વ્યાજે સંસ્થાની સ્થાયી શીલીક તરીકે વ્યાજુ મુકેલા છે.

સ્થાયી ફંડ કે જેનાપર આ સંસ્થાને ટકી રહેવાનો મોટો આધાર છે, તેમાં સ્વધર્મનિષ્ટ પ્રજા બન્ધુઓની અધિકાધિક સહાયતાની આવશ્યકતા છે, કારણ કે હાલના કાળમાં ઇશ્વરી કોપ તો નહિંજ પરંતુ માનવજાતિના દુર્ભાગ્ય યોગે ઉપરાઉપરી વરસો અધિકતર મોંઘ-

વારી અને ઉદર નિર્વાહના સાધનોની પૂર્ણ ખામીનાં આવતાં જાય છે. તેમાં અનાથોની સંખ્યાને પહોંચી વળે એટલો આધાર આપવા આવશ્યક છે. તેમજ આ સંસ્થાના પ્રમુખ મહાત્માશ્રી મૂળશંકર વ્યાસજી મહારાજની શુભેચ્છા કાંઇ આ સંસ્થા માત્ર સાધુ-અનાથોને લોટ દાળ આપીનેજ બેસી રહે એવી નથી પરંતુ દિનપર દિન જેમ જેમ સંસ્થાનું ફંડ વધતું જાય તેમ તેમ ઘટતો સુયોગ્ય વિકાસ કરી આ સંસ્થાને અંગે એક પાઠશાળા સ્થાપન કરવાનો છે જેમાં ગરીબ બન્ધુ બેનો સાધારણ રીતે સંસ્કૃતનો અભ્યાસ કરી શકે અને ગીતા રામાયણાદિ સર્વોત્તમ ગ્રન્થોના અધ્યયનનો લાભ લઇ શકે. તેમજ અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓના ઉદર નિર્વાહની પણ સગવડ થાય. આ બધા હેતુ પાર પાડવા માટે સારા સ્થાયી ફંડની આવશ્યકતા છે. જેને માટે ઉદારચિત્ પ્રભુ પ્રેમી જન સમૂહને પ્રાર્થના કરવામાં આવે છે કે—"કૃપા કરી આપનો ઉદાર હસ્ત આ સંસ્થા તરફ પણ લંબાવો".

આજે બે વરસથી આ સંસ્થાના અંગનું સદાવ્રત આપવાનું કામ વ્યવસ્થાપક પોતે જાતેજ કરે છે અને તેની પોતાનીજ દુકાને તેનીજ દેખરેખ નીચે એ કામ થાય છે, છતાં આવાં પરમાર્થનાં કામો કાંઇ હમેશ માટે દુકાનપરજ ચાલી શકે નહિ, તે અર્થે તથા પાઠશાળાની સગવડ માટે જુદાજ આશ્રમની આવશ્યકતા છે, જેને માટે જમીન લેવા નામદાર જુનાગઢ સરકારને અરજ કરેલ છે. ઇશ્વર ઇચ્છા તો થોડા વખતમાંજ કેશોદમાં ત્રીલહરિ ગંગા કિનારે આ આશ્રમ અર્થે જમીનનો નાજુક ટુકડો કિફાયત ભાવે ખુદાવંદ નવાબ સાહેબના માનવંતા એડમીનીસ્ટ્રેટર સાહેબ બહાદુર તરફથી મળી જશે તેમાં મકાન બંધાવવાના ખર્ચ માટે પણ સારી રકમની જરૂરીયાત

ઉભી થશે જે અર્થે અનુકંપાશીલ ઉદાર બુદ્ધિ સજ્જનોને પ્રાર્થના છે.

નોંધ લેતાં આનંદ થાય છે કે—પાપી પંચોતરાની પીડાથી પીડાતાં અનાથોનું અવલોકન કરતાં તદન અનુકંપાવડે પ્રેરાઇ શ્રીમતિ માણેકબેન જાતે કરાંચી ગયાં, અને ત્યાંના સુહૃદ, સ્નેહાળ, દયાળુ પરોપકાર પ્રિય સાધ્વી મંડળને પ્રાર્થના કરી જેનો સંપૂર્ણ સ્વીકાર કરી એ બેનોના મંડળે મુક્ત હસ્તે ઉદાર મદદ આ સંસ્થાને કરી છે, જે માટે શ્રીમતિ માણેક બેન તથા સાધ્વી મંડળનો આભાર માનતાં અત્યાનંદ થાય છે.

શ્રીયુત મોહનલાલ કાળીદાસ પાઠક ચોરવાડકર પોતે જાતે કોચીન જઈ આ સંસ્થાને જે મદદગાર થયા છે તથા ડાકટર સાહેબ કાનજી જેરાજ રાજા જેમણે ઉના તાબે સનખડા જેવા નાના ગામમાં પણ પોતાનીજ સુહૃદતાથી પ્રયત્ન કરી સારી રકમની મદદ આપી છે તે માટે તે બન્ને સજ્જનોનો ઉપકાર માનવામાં આવે છે.

વેરાવળ નિવાસી પરોપકાર પ્રિય, નિરંતર પરહિતમાં તત્પર શેઠ વનમાળીદાસ વીરજી જેમણે આ સંસ્થાને અત્યાર સુધી મળેલ રકમોમાંથી સૌથી મોટી એટલે કે રૂ. ૨૦૦) બસેંહની મોટી સખાવત કરી છે. એ ઉદાર શેઠજીને તો એ કાર્ય જો કે સહજ લાગ્યું હશે પરંતુ આ ગરિબોની બેલપ કરનાર ગરિબડી સંસ્થાને તો અત્યંત મહાન લાગ્યું છે અને તેથી સંપૂર્ણ આભાર માનતાં સ્વાભાવિક આનંદ છે. એ સખી ગૃહસ્થે વેરાવળમાં પણ રેલવે સ્ટેશન નજીક સારી વિશાળ ધર્મશાળા સ્વોપાર્જીત ધનના વ્યયવડે બંધાવી છે. જ્યાં ગરીબ અને તવંગર સર્વનો સમાન દૃષ્ટિથી સત્કાર છે. ધન્ય છે તે ધન અને ધનીક છે " સો ધન ધન્ય પ્રથમ ગતિ જાકી " એ

મહાત્માશ્રી તુલસીદાસજી કથિત સુવાક્યનો સંપૂર્ણ લાભ લેનાર એ શેઠજી છતાં સાધુતાનાં સર્વ શુભ લક્ષણ સંપન્ન વનમાળીદાસભાઇને પૂર્ણ ધન્યવાદ છે.

મુંબઇ હાલાઇ લુવાણા મિત્ર મંડળથી રૂ. ૨૫૦) નું અન્ન ગરિબ અયાચક કુટુંબીઓની આવશ્યકતાઓ જાણી લઇ તેમને પહોંચાડવા અર્થે મળેલ, તથા ચેક તાકા ૨૪ ગરીબોને વસ્ત્ર આપવા માટે મળેલ તેનો કોઇ પણ જાતના જ્ઞાતિ ભેદ રહિત એ પરોપકાર પ્રિય મંડળના શુભેચ્છા મુજબ સદુપયોગ થયો છે. ભવિષ્યમાં પણ એવીજ ઉદાર મદદ એ ઉદાર મંડળ કરતું રહેશે એવી પ્રાર્થના કરવામાં આવે છે.

મુંબઇ ભાટીયા વોલંટીયર કોર તરફથી કપડાં નંગ ૫૨૨ આશરે રૂ. ૭૫૦) ની કિમતનાં ગરીબોને આપવા મળેલ, તેનું દાન આવશ્યકતા જાણી ઉદાર હસ્તે કરવામાં આવેલ છે. આ બન્ને મંડળનો સંસ્થા પૂર્ણ આભાર માને છે.

કરાંચી નિવાસી શ્રીમતિ મોંઘીબેન તરફથી તેમનાં સદ્દગત ભગિનિ શ્રીમતિ ટીલીબાઇના સ્મરણાર્થે એક સારૂં પુસ્તક બહાર પાડવા રૂ. ૧૦૦) ની રકમ શ્રીમતિ માણેકબેનના કરાંચીના પ્રવાસ સમયે આપેલ છે જે પુસ્તક પ્રભુ ઇચ્છા તો થોડા સમયમાં બહાર પાડવામાં આવશે.



# શ્રી કેશોદ સાધુ–અનાથ સેવા સદાવ્રત ચાલુ ફંડ

## સંવત ૧૯૭૫

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫ | ઠા. પુરૂષોત્તમ નાનજી કેશોદ | ૬૨૫ાત્ર | બાજરો મણ ૧૧૪ાા ૬ |
| ૨૫ | બેન માણેક મદનજી કેશોદ | ૧૦૨ાાા૦ા | અડદ મણ ૨૩ાા ૨ાા |
| ૨૫ | ઠા. ગોવર્ધન આણંદ કણેરી હાલ કેશોદ | ૪૩)ત્ર | દળામણ ભરડામણના |
| ૨૫ | એક પરોપકારી ગ્રહસ્થ કેશોદ | ૫ાાત્રાાા | રામરસ મરચાં વિગેરેના |
| ૭૫ | એક પરોપકારી ગ્રહસ્થ કલકત્તા શા. દામોદર મોતીચંદ મારફત | ૧૯ાા | પેટી ફેરવનારના પગાર માસ સવાત્રણનો પ્રત રૂા. ૬ લેખે. |
| ૨૫ | શ્રીયુત નાથાલાલ સુંદરજી ઠાકર ચોરવાડ હાલ મુંબઇ. | ૪૦ | હિસાબ બહાર પાડતાં છપામણી તથા નાણાં ભરનારને મોકલવા બુક |
| ૨૫ | શા. દામોદર મોતીચંદ કલકત્તા | | ૫૦૦) વધુ છપાવવાના ખર્ચના |
| ૨૫ | શા. ધરમશી લીલાધર કલકત્તા | ૨૦ | હેન્ડબીલ ૧૦૦૦૮) તથા પતાં ૩૨૦૦) છપાવતાં તેના ખર્ચના |
| ૨૫ | ઠા. વીરજી કાનજી જુનાગઢ | ૨૫ | દેશાવરની ટપાલ ખર્ચના તથા બુકો મોકલવાના ખર્ચના. |
| ૨૦૦ | શા. વનમાલીદાસ વીરજી વેરાવળ. | ૧૦ાત્રા | સાલ આખરે વધારો રહેતા શ્રી સ્થાયી ફંડમાં જમા લીધા. |
| ૨૫ | ઠા. જેરાજ ગોવર્ધન ઇસરા | | |
| ૫૦ | શેઠ વલ્લભદાસ કલ્યાણજી કલકત્તા. | ૮૯૫ાાત્રા | |
| ૨૫ | એક પરોપકારી બેન પોરબંદર | ૨૫૦) | અયાચક અનાથ ગરીબોને દાણા આપવામાં આવ્યા |
| ૫૦ | ઠા. રણછોડદાસ ઝીણાભાઇ મુંબઇ. | | |
| ૨૫ | નામદાર શ્રી ગુલાબકુંબરબા સાહેબ ઝાલીજી સાહેબ શ્રી જેસલમેર રાજપુતાના. | | |
| ૫૦ | શેઠ ગનીહાજી આમદ પ્રભાસ પાટણ. | | |

જ

૨૫ ઠા. માવા ભોવાન વેરાવળ.
૨૫ ઠા. મથુરાદાસ રણછોડદાસ વેરાવળ.
૨૫ મીસ્ત્રી કલા મૂળા હા. ઠાકરશી સરસાઇ.
૨૧ શેઠ સોમજી પુંજા વેરાવળ
૯૯ાાાન્ના
કેશોદ ગામમાં તથા સ્ટેશને ફરતી પેટીની ઉપજના.

૮૯૫ાાાન્ના
૨૫૦) મુંબઇથી હાલાઇ લુવાણા મિત્રમંડળ તરફથી ગરીબ અનાથક અયાચકને દાણા આપવાના આવ્યા તે.
૧૭૫) ચેક તાકા ૨૪ ગરીબ અનાથોને કપડાં આપવા માટે મુંબઇ હાલાઇ લુવાણા મિત્ર મંડળ તરફથી આવ્યા તે.
૭૫૦) ભાટીયા વોલટીયરકોર મુંબઇ તરફથી અમરેલી તથા જુનાગઢ મારફત કપડાં નંગ ૫૨૨ ગરીબ અનાથોને આપવા સારૂ આવ્યા.

૨૦૭૦ાાાન્ના

ઉ

૧૭૫) ચેક તાકા ૨૪ નાં કપડાં ગરીબ અનાથોને આપ્યાં.
૭૫૦) કપડાં નંગ ૫૨૨ અનાથ ગરીબોને આપ્યાં.

૨૦૭૦ાાાન્ના

# શ્રી કેશોદ સાધુ-અનાથ સેવા સહાવૃત્ત સ્થાયી ફંડ

## સંવત ૧૯૭૫.

૫) ઠા. દેવકરણ હરજી કેશોદ હાલ કંપાળા
૧૫) ઠા. લાલજી લાધા તથા દામા કાનજી કેશોદ
૩૧। ઠા. લાલજી લાધા હા. સુંદરજી વેલજી કેશોદ
૩।।। ઠા. ડાયા કાનજી કેશોદ
૫) ત્રિપ. ગોવિંદજી ત્રીકમજી કેશોદ
૨) પટેલ મૂળજી ભાણા કેશોદ

૪૮૨।।ાા

ઠા. પુરૂષોત્તમ નાનજી કેશોદ તેના પોતાના ભાગીદારોના નફામાંથી ટકા ૫ મુજબ વ-રાડના.

૧૬૦।।। ઠા. શામજી નાનજી મજમુ
૫૫।।ાા ઠા. ઓધવજી ગોવિંદજી મજમુ
૧૫।।ા ઠા. ગોવર્ધન જેઠા મજમુ
૨૩।ા૦। ઠા. મનજી મેઘજી મજમુ
૭૫ ઠા. માધવજી સુંદરજી તથા જમનાદાસ ત્રીકમજી મજમુ
૬૧ ઠા. ડાહ્યાલાલ મેઘજી તથા મનજી ગોવર્ધન મજમુ
૧૪૫। ઠા. પુરૂષોત્તમ નાનજી

૪૮૨।।ાા

૧) ઠા. પરમાણંદ જાદવજી કેશોદ
૫) ઠા. નેણસી જાદવજી મેસવાણ
૫) ઠા. પીતાંબર ગોવર્ધન મેસવાણ
૫) ઠા. પરમાણંદ પીતાંબર મેસવાણ
૧૫) ઠા. નારણ મેઘજી તથા જીવન તુલસી માણેકવાડા.
૨) શ્રીમતિ બેન ધારી નાનજી જુનાગઢ
૩) રા. નવનિધરાય ઇચ્છાશંકર ફીકાણી
૫) મે. જુનાગઢ વહીવટદાર સાહેબ પ્રભાકરરાવ વામનરાવ બર્વે
૧) રા. ભગવાનજી છગન સોરઠીયા જુનાગઢ
૧) રા. હિંમત્તલાલ શીવશંકર ભટ્ટ જુનાગઢ
૧ા= રા. પોપટલાલ તારાચંદ જુનાગઢ તેમના મંડળ તરફથી
૪) રા. જેરાજ હંસરાજ રાજા

૧) રા. ગોકળદાસ જગજીવન
૫) રા. પ્રતાપશંકર રેવાશંકર
જુનાગઢ
૫) નામદાર વઝીરજાદા ઉસમાનખાં મીયાં સાહેબ જુનાગઢ
૪) શેઠ રૂગનાથ માધવજી જુનાગઢ
૧) મે૦ પ્રોફેસર સાહેબ મણિલાલ માણેકલાલ મહેતા
૧૦) રા. ગોકુળદાસ ધનજી પાઠક જુનાગઢ તેમનાં ધર્મ પત્નિ અ૦ સૌ૦ શ્રીમતિ વિજ્યાકુંવરના પૂન્યાર્થે.
૫) રા. મહાશંકર નરભેશંકર બુચ
જુનાગઢ
૧) જમાદાર સાહેબ મહંમદ બીન સાલે હીંદી જુનાગઢ
૫૦) શ્રીમતિ બેન અંબા ભાઇચંદભાઇ શીહોર
૫૧) શા. કાળીદાસ માધવજી
સનખડા
૧૦) શા. અમરશી પીતાંબર સનખડા
૧૦) શા. ગંગાદાસ જેરામ સનખડા
૧૦) શા. મોહનલાલ હરખચંદ
સનખડા
૧૦) શા. કાળીદાસ પીતાંબર સનખડા
૧૦) શા. કાળીદાસ અમરશી
સનખડા
૫) શા. ઓત્તમચંદ ધારશી સનખડા
૫) શા. વનમાળી પાનાચંદ સનખડા
૫) શા. વીરજી કાળીદાસ સનખડા
૫) શા. વલ્લભજી હંસરાજ
સનખડા
૫) શા. ચુનીલાલ રતનજી સનખડા
૩) શા. વલ્લભજી નાગજી સનખડા
૨) શા. ભગવાનદાસ કબાભાઇ
સનખડા
૨) શા. જમનાદાસ રવજી સનખડા
૨) શા. ત્રીભોવનદાસ દેવચંદ
સનખડા
૨) શા. રતીલાલ દામોદર સનખડા
૧) શા. શામજી ધારશી સનખડા
૧) શા. ભુરાભાઇ નારણ સનખડા
૧) શા. કાળીદાસ ગીરધર
સનખડા
૧) શા. નરોત્તમ મોનજી સનખડા
૧) મીસ્ત્રી ગોપાળ પોપટ સનખડા
૨) મેતા વીઠ્ઠલજી ડોસા કામદાર કેશોદવાળા
૫) ઠા. ગીરધર પ્રાગજી ખોરાસા
૧૦) શેઠ અમરચંદ ડોસા પોરબંદર
૧૦) ઠા. ગોવર્ધન જેઠા શાહપુર
૧૦) વિપ્ર. અવલરામ દામોદર
ઠાકર ચોરવાડ
૧૫) શા. જીવનદાસ ગુલાબરાય
મુ. ચોરવાડ
૫) જોશી ધરમશી ઘેલા હા. ગોકુળદાસ ધરમશી પોરબંદર
૧૫) શેઠ ગોકુળદાસ જીવરાજ વેદ ઓસાકા, જાપાન
૦) ઉમીયાશંકર ધનેશ્વર બરોલીવાળા

૧) હરિવલ્લભ વ્યાસ તરફથી
૦। એક પરોપકારી ગ્રહસ્થ
૧૦) કોચીનથી રા. મોહનલાલ કાળીદાસ મારફત
૧૧૭ તાલાલામાં ફરતી પેટીની ઉપજના
૨) લાધા મીઠા તાલાળા
૨) ઠા. પુરૂષોત્તમ લીલાધર તાલાળા
૧) ઠા. વાલજી જીવન તાલાળા
૨) ઠા. રામજી માવા તાલાળા
૦।। ઠા. લાધા સુંદરજી તાલાળા
૧) મારફતીયા રા. છગનલાલ બેચર તાલાળા
૧) ઠા. જીવન કુરજી તાલાળા
૧। છગન જીવન તાલાળા
૦। ઠા. જમનાદાસ જીવન તાલાળા
૦।। ઠા. લવજી મોનજી તાલાળા
૧) વિપ્ર પ્રાગજી તાલાળા
૦।। ઠા. જમનાદાસ માધવજી તાલાળા
૫૧) શેઠ મુળજી જેઠા કુ. કોચીન
૨૦) શેઠ ભાણજી રામજી કોચીન
૨૦) શેઠ કાનજી દામજી કોચીન
૧૫) શેઠ રામદાસ મોરારજી કોચીન
૧૫) શેઠ નાનજી મેઘજી કોચીન
૧૫) શેઠ રતનશી કલાણજી કોચીન
૮) મુંબાઇથી કોચીન જતાં રા. મોહનલાલ કાળીદાસને રસ્તામાં પરચુરણ પરોપકારી સજજનો તરફથી મળ્યા

૧૧) કોચીનથી નામ વગરના
૫) શ્રીમતિ બેન કુંકાં નેમચંદ વેરાવળ
૭) ઠા. વીઠલજી કાળાભાઇ વેરાવળ
૫) ઠા. પુરૂષોત્તમ શામજી વેરાવળ
૩) બેન પાનકુંવર કલ્યાણજી વેરાવળ
૫) પુરોહિત વરવાશંકર આનંદજી હા. અંબાશંકર વરવાશંકર પ્રભાસપાટણ

**શ્રી કરાંચી સાધ્વી મંડળ તરફથી.**

૧૩।। શ્રીમતિ ગંગાબાઇ હાલાઈ
૧૫૧) ઠા. વિસનજી વશરામ ઠક્કરાર રેશમી કાપડવાળા
૧૫૦) સ્વ. ટીલીબાઇ હા. મોંઘીબેન કચ્છી
૧૦૧) શ્રીમતિ કમરબાઇ સ્વ. શેઠ ભવાન પુરૂષોત્તમની વિધવા હાલાઇ
૧૦૧) શ્રીમતિ ગોમતી બેન હાલાઇ
૧૦૧) શ્રીમતિ અમૃત બેન હાલાઈ
૧૦૧) શેઠ ડોસા કલ્યાણજી હા: શ્રીમતિ પાર્વતિબાઇ કચ્છી
૧૦૧) શેઠ પ્રાગજી દામજી ઠક્કરાર દોરડાના વેપારી
૧૦૧) સ્વ. શેઠ લીલાધર જાદવજી લાખાણી હા. નારણદાસ હંસરાજ પોરબંદરવાળા

૬૧) શ્રીમતિ કંકુબાઇ શેઠ લવજી આણંદજીની વિધવા
૬૧) સ્વ. જમનાબાઇના સ્મરણાર્થે હા. શેઠ દેવધર પ્રાગજી કચ્છી
૫૨) શ્રીમતિ દેવકાબાઇ કચ્છી
૫૧) શેઠ કુંવરજી હંસરાજ હા. શ્રીમતિ ડેમાંબાઇ કચ્છી
૫૧) મિ. જરબાઇ હોરમસજી ડુબાસ
૫૧) શેઠ કાનજી ગોવિંદજી દાવડા હા. વેલાંબાઇ
૫૦ એક પરોપકારી સિંધી બંધુ તે શેઠ ત્રીકમજી પુરૂષોત્તમ ના મિત્ર
૫૦) શેઠ જેરામ કાળા હા. શ્રીમતિ વેલાબાઈ
૫૦) શેઠ જસરાજ વાલજી હા. શ્રીમતિ સુંદરબાઇ
૩૫) શ્રીમતિ રતનબાઇ
૩૧) શેઠ જેઠાભાઇ રતનજી હા. શ્રીમતિ મટુબાઇ
૫૧) સ્વ. મોંઘી બેન હા. વેલાંમા સોની.
૨૫) શેઠ જીવનદાસ નાથાભાઇ બાટવીયા હા. શ્રીમતિ પુરીબાઇ પોરબંદરવાલા
૨૫) શેઠ ચાંપશી ઉમરશી
૨૫) શેઠ વલ્લભદાસ વાલજી
૨૨) શ્રીમતી રામબાઇ
૨૧) શેઠ લધારામ નાથાભાઇ હા. શ્રીમતિ જેઠીબાઈ પોરબંદરવાલા.
૨૧) મિ. સોનબાઇ પેસ્તનજી ડુબાસ
૨૧) શેઠ મોરારજી ઉમરશી
૨૦) હેડમિસ્ટ્રેસ શ્રીમતિ ધનકુંવરબાઇ.
૨૦) શ્રીમતિ કંકુ બેન.
૨૦) શ્રીમતિ બચુબાઇ.
૨૦) શ્રીમતિ પ્રેમબાઇ
૧૫) ,, ગોમાંબાઇ
૧૧) ,, ભચીબાઇ
૧૦૧ ,, પ્રેમીબાઇ
૧૦૧ ,, સાકરબાઇ
૧૦૧ ,, હાંસબાઇ
૧૦૧ ,, મીઠાંબાઇ
૧૦૧ શેઠ રતનજી આણંદજી હા. શ્રીમતિ ધનબાઇ
૧૦૧ શેઠ લખમશી કાળીદાસ હા. શ્રીમતિ ગંગાબાઇ
૧૦) શ્રીમતિ મૂલીબાઇ.
૧૦) ,, ચોથીબાઈ.
૧૦) ,, જમના મા
૧૦) ,, મૂલીબાઇ
૧૦) ,, મૂલીબાઇ
૧૦) ,, લક્ષ્મીબાઇ
૧૦) શેઠ સુંદરજી જેઠા
૧૦) શ્રીમતિ દેવકાબાઇ
૧૦) ,, શામકુવરબાઇ
૧૦) ,, લીલાંબાઇ

૧૦) શ્રીમતિ જેઠીબાઇ ઉર્ફે થકાંબાઈ
૧૦) ,, મૂલીબાઇ
૧૦) ,, શ્રીમતી કેસરબાઈ
૭) ,, પુરીબાઇ
૬) ,, પોરીબાઇ પુષ્કરણા બ્રાહ્મ
૫॥ ,, રામલાલા
૫) ,, પાનબાઇ
૫) ,, પ્રેમબાઇ
૫) ,, ધનબાઇ
૫) ,, ગોમતી બેનનાં મામી
૫) ,, ભગવતીબાઇ
૫) ,, જડાવબાઇ
૫) શેઠ લક્ષ્મીદાસ બાવાભાઇ પોરબંદરવાળા.
૫) શેઠ કાળીદાસ લીલાધર
૫) શ્રીમતિ મોતીબાઇ
૫) ,, માણેકબાઇ શેઠ પ્રાગજી દામજીનાં બેન
૫) ,, ખીયાંબાઈ
૫) ,, માનબાઇ
૫) ,, હીરૂબાઇ
૫) ,, જમના બા
૫) ,, જેઠીબાઈ સદ્દગત શ્રીમતિ વેલી બેનની સાસુ
૫) ,, મીઠાંબાઈ
૫) ,, મીઠાંબાઇ
૫) ,, અંબાબાઇ
૫) શ્રીયુત ખીમજી મહારાજ
૫) શ્રીમતિ મયાબાઇ
૫) ,, ભચીબાઇ

૫) ,, નાનબાઇ
૫) ,, મૂલીબાઇ
૪) શેઠ પ્રેમજી વલ્લભદાસ પઢાણીયા સલાયાવાળા
૨॥ શેઠ માધવજી નરસી
૨) શ્રીમતિ પરમાર્થબાઈ
૨) ,, રંભાબાઇ
૨) ,, કંકુબાઇ
૨) ,, વેલાંમા.
૨) ,, લક્ષ્મીબાઇ
૨) ,, શ્રીમતિ મટુબાઇ
૨) ,, સુંદરબાઇ
૨) ,, મધુમા
૨) ,, મંગુબાઈ
૨) ,, જેઠીબાઈ
૨) ,, ઓત્તમબાઈ
૨) ,, રામાબાઇ
૨) ,, મોંઘીબાઈ
૨) ,, આસરબાઈ
૨) ,, જમનાંબાઇ
૨) ,, વેલબાઈ
૨) ,, ફુલબાઈ
૨) ,, અવલમા
૨) ,, પરમાર્થબાઇ
૨) ,, મોંઘીબાઇ
૨) ,, રામાંબાઇ
૨) ,, ભાણબાઇ
૨) ,, જેઠીબાઇ
૨) ,, ઇસરબાઇ
૨) ,, કમાંબાઇ

૨) ,, સામાંબાઇ
૧। ,, મૂલબાઇ ગંગા
૧) ,, શામબાઈ
૧) ,, પાર્વતિબાઇ
૧) ,, મટુબાઇ
૧) ,, નંદુબાઈ
૧) ,, વાલીબાઇ
૧) ,, તેજબાઇ
૧) ,, મોતીબાઇ
૧) ,, જુઠીબાઇ
૧) ,, સુંદરબાઈ
૧) ,, જમનાંબાઇ
૧) ,, સેજબાઇ
૧) શ્રીયુત લાભશંકરભાઇ
૧) ,, રામચંદભાઇ
૧) શ્રીમતિ મોંઘીબાઇ
૧) ,, બાયાંબાઇ
૧) ,, ભચીબાઇ
૧) ,, સુંદરબાઇ
૧) ,, ભલીબાઈ
૧) ,, વેલબાઇ
૧) ,, કેસરબાઇ
૧) ,, સામબાઈ
૧) ,, લક્ષ્મીબાઇ
૧) ,, ચોથીબાઇ
૧) ,, માણેકબાઇ
૧) ,, ઝમુબાઇ
૧) ,, ભોજીબાઇ પુષ્કરણા બ્રાહ્મણ
૧) ,, મીઠાંમા

૧) ,, ઉજમબાઇ
૧) ,, કુંવરબાઇ
૧) ,, જાનબાઇ
૧) ,, લક્ષ્મીબાઇ
૧) ,, પરમાંબાઇ
૧) ,, ગોમાંબાઇ
૧) ,, ગોદાવરીબાઇ
૧) ,, સુંદરબાઇ
૧) ,, તુલસાંબાઇ
૧) ,, કાનબાઈ
૧) ,, પરોપકારીબાઇ
૧) ,, રામાંબાઇ
૧) ,, મોંઘીબાઇ
૧) ,, ભચીબાઇ
૧) ,, આસરબાઇ
૧) ,, મૂલીબાઈ
૧) ,, જવાંબાઇ
૧) ,, લક્ષ્મીબાઇ
૧) શ્રીમતિ જસીબાઈ
૧) ,, દેવકાંબાઇ
૧) શ્રીયુત મોતીરામભાઇ
૧) ,, કરસનદાસભાઇ
૦॥ ,, શેઠ જાદવજીભાઇ
૦॥ શ્રીમતિ કમરમા
૦॥ ,, ચાંપાબાઇ
૦॥ ,, પરોપકારીબાઇ
૦॥ ,, સુંદરબાઇ
૦॥ ,, મમીબાઇ
૦॥ ,, મીઠાંબાઇ
૦। ,, શીવકુંવરબાઇ

૫)ˆ સાધ્વી મંડળમાંથી નામ
વગરના
૧૦) શ્રીમતિ ઓત્તમબાઇ હાલાઈ
૫) ,, જીવીબાઇ કચ્છી
૨) ,, કેસરબાઇ
૧) ,, રતનબાઈ
૧૩૪૩ાાા– ગઇ સાલની બાકી શીલીક

૧૦ાˆ ચાલુ ફંડમાંથી વધારાના
૧૬૪ા૦ાા વ્યાજ સર ૩૨૮૫ાાનું
ટકા ૦ાા લેખે સંવત
૧૯૭૫ના શ્રાવણ સુદી
૧૨ સુધીનું.

---

સંવત ૧૯૭૫, ૪૮૫૪ાા
શ્રાવણ શુક્લ ૧૨.

પ્રભુલાલ પ્રીતમલાલ.
હિસાબ તપાસનાર

પુરૂષોત્તમ નાનજી
વ્યવસ્થાપક.

વ્યાસ મૂળશંકર મયારામ.
પ્રમૂખ.



## રાગ ધન્યાશ્રી.

જન ગુણ ગ્રાહક રામ, જયકર, જન ગુણ ગ્રાહક રામ
ઢંગ કુરંગ સુસંગે સુધારી, દે અંતર આરામ. જય.
સુખનું સુખને જીવન જીવનું, અંતરજામી અકામ. જય.
સન્મતિ દઈ સન્માર્ગે વાળી, કર મન ઝટ નિષ્કામ. જય.
રોકી દગચળ ચંચળતાથી, ધ્યાન ધરે સુખ ધામ. જય.
હેતે અંચળ હાશ! પસારી, વિનવે જગ વિશ્રામ. જય.
વિનય સ્વિકારી વિશ્વ પિતા તું, દે ગાવા ગુણગ્રામ. જય.
ભૂમંડળમાં સાધ્વી મંડળ, ગજવે નામ અનામ. જય.
પા પ્રિયતમ પ્રભુ પ્રેમામૃતનો, રામ મણીમય જામ. જય.

## રાગ સદર.

વારંવાર પ્રણામ, પ્રભુજી વારં. ટેક.
ક્લેશ બને ના બીજું તેથી, હારૂં હૈયે હામ. પ્ર.
મમ લાચારી તવ દાતારી, જાણી ગણું ગુણ ગ્રામ. પ્ર.
માફ કરી અપરાધો મારા, રક્ષા કર ઘન શ્યામ. પ્ર.
રામ મણિ પદ પંકજ ચૂમ્બી, ઉલટ સુઘટ જપું નામ. પ્ર.

## રાગ એક તીર ફેંકતાની.

વાંધો ન લેશ મારે, ધર દિલમાં કરોને. ટેક.
છે દેશ આ તમારો, સરકાર સર કરોને
આનંદ અંગ મારે. ધર૦ ૧
વશ વિશ્વ છે તમારે, ગણના કશીજ મારી
માલીક છોજી મારા. ધર૦ ૨
અર્પેલ તન તમને, છે દિલ દ્વાર ખુલ્લું
શોભા વધે તમારી. ધર૦ ૩

વાસો વસો ગમે ત્યાં, મનમાં રહોજ તનમાં
મણિરામજી દયાથી. ધર૦ ૪

રાગ

પ્રકટો કૃષ્ણ કરુણા કંદ, દબાય ભૂ દેવતારે લોલ.
પ્રકટો ગૌ બ્રાહ્મણ પીડાય, સકળ મળી સેવતારે લોલ
પ્રકટો ધર્મ પુગ્યો પાતાળ, સુસંત દુઃખી ઘણારે લોલ
પ્રકટો વધતો જાય અધર્મ, ન કલેશમાં કાંઇ મણારે લોલ
પ્રકટો હરિ ઉદ્ધારો ધર્મ, પરમ પથ દાખવોરે લોલ
પ્રકટો ટાળો દેવ! અધર્મ, ન લેશ પણ રાખવોરે લોલ
પ્રકટો તારો સંત સુજાણ, મુની સુર સહુ સ્તવેરે લોલ
પ્રકટો કૃષ્ણ કૃપાળુ રામ! મણિ જન વિનવેરે લોલ.

રાગ એજ.

પ્રકટયા પરમેષ્ટી પ્રભુ આપ, પરમ રસ આપવારે લોલ
પ્રકટયા નિશિચર વન અંગાર, સુધર્મ ફરી સ્થાપવારે લોલ
પ્રકટયા રોહિણી બુધ વદીમાંજ, ભાદરવી આઠમેરે લોલ
પ્રકટયા મધરાતે મહારાજ, સુયોગ સૌ મળ્યો સમેરે લોલ
પ્રકટયા હરિજન હરિ જશ ગાય, ગગન સુર હર્ષતારે લોલ
પ્રકટયા જયજય કરતા દેવ, સુમન શુભ વર્ષતારે લોલ
પ્રકટયા કૃષ્ણ કૃપા ધનસ્યામ, સ્વરૂપે શોભતારે લોલ
પ્રકટયા આરામે આરામ, મણિ મન લોભતારે લોલ.

રાગ એજ.

માધવ! બંધીવાનના બંધ, પ્રકટતાં તૂટીયારે લોલ
માધવ! કેદેથી વસુદેવ, ચડપ લઇ છૂટીયારે લોલ
માધવ! શિર લઇને ગોકુળ, જતા વસુદેવજીરે લોલ
માધવ! ઝરમર વરસે મેઘ, કરે છાય શેષજીરે લોલ

માધવ! યમુના પદ રજ ન્હાય, જળે ઉભરાય છે રે લોલ
માધવ! સ્પર્શી પદ યમુનાં જળ, નીચાં જાય છે રે લોલ
માધવ! નંદ ઘેરે આનંદ, સુકંદ હરિ આવ્યીયારે લોલ
માધવ! કૃષ્ણ મણિમય રામ! સ્વજન મન ભાવ્યીયારે લોલ.

## રાગ એજ.

ગોકુલ ઘેલું થયું ધન શ્યામ! પધાર્યા પ્રેમથીરે લોલ
ગોકુળ વાજે વધાઇ ધામ ધામ, સુયોગમય ક્ષેમથીરે લોલ
ગોકુળ ગોરસની ધમસાણ, મચી રહી ગામમાંરે લોલ
ગોકુળ ઉછળે બ્રહ્માનંદ, મગન હરિ નામમાંરે લોલ
ગોકુળ નંદ યશોદા દાન, અલેખે આપતારે લોલ
ગોકુળ કરી નાંદી મુખ શ્રાદ્ધ, સુગર્ગ પદ ચાંપતારે લોલ
ગોકુળ રસ સિંધુની લ્હેર, રસાત્મક ઉછળેરે લોલ
ગોકુળ ઝીલે જન મણિરામ, પદાબ્જે જઇ ઢળેરે લોલ.

## રાગ હરી રસ પીજીયે.

રસીયા! રસ રંગ રૂપ રસાળ રસાબ્ધે રાચી રહું. ટેક.
રસીયા! રસ રૂપતા તણી વાતડી, કહું કોની પાસે હું કૃપાળ! રસા૦
રસીયા! રંગ ભીના અતિ ભીંજવ્યા, ચહું એથી વધુ શું દયાળ! ર૦
રસીયા! રસ બસ રંગની રેલમાં, વહું ભાર કાં જગ જંજાળ. ર૦
રસીયા! તન્મયતા તણા તાનમાં, ગ્રહું સાન સાચી મરમાળ. ર૦
રસીયા! ભાન અભાન બેભાનમાં, સહું સંકટ શીદ ત્રિશાળ. ર૦
રસીયા! વેદ પારે ભેદ રાસનો, લહું લક્ષ બનું કરૂણાળ. ર૦
રસીયા! બ્રહ્મ પયોનિધી છોળતાં, સહું શાને મિથ્યા માયા ઝાળ. ર૦
રસીયા! મણિમય, રામાગ્નિ જ્વાળમાં, દહું દોષ રમું બની બાળ. ર૦

## × રાગ ઓધવજી સંદેશો.

મંડળની માધુરી "વેલી" ક્યાં વસી ?
ખીલ્યા ટાણે શું વિલાઇ વેલ જો
ઉર ઉદ્યાને ઉછરતી તું કુમળી
સહી શકી નહી વિયોગનો હા ! ખેલ જો ! મંડળ•
અંબુજ સમ ખીલતું ખાસું મુખડું
નયને વ્હેતી પ્રેમાશ્રુની ધાર જો
"વેલી" કહેતાં વળગી પડતી વ્હાલથી
દૃષ્ટિથી શું દૂર ગઇ આ વાર જો. મંડળ•
બાળક વયમાં બાપુડી ! તું વહી ગઇ
સદાચરણથી ચાલી દીધી શીખ જો
પ્રાણસમું પતિવ્રત પાળ્યું તેં પ્રેમથી
માતાના દુઃખમાં વેર્યું તે વિખ જો. મંડળ•
સત્સંગના સોપાનેથી સરકી પડી
યાત્રા નિમિત્તે નવ સરીયું તુજ કાજ જો
વાટડલી જોતી રાખી તેં "વેલકી"
આશાના અંકુરો ઉલ્યા આજ જો. મંડળ•
તું જાતાં મુજ મનના મોહ શમ્યા બધા
વ્યક્તિગત ભાવોમાં ભુંડી ! ભેદ જો
વિધ વિધની મમ ત્રિધિઓ વિધીને શું કહું ?
અવસાને શું રહેતો અંતર ખેદ જો ? મંડળ•
આયુષ્ય ઓછે આગળથી તું હા ! ગઇ
સાને સમજાવ્યું મુજને જગ સુખ જો

---

× સદ્દગત અ૰ સૌ૰ વેલીબેનને પ્રેમ પુષ્પાંજલી.

હાય ! હજુ ચેત્યું નહી ચંચળ ચિતડું
પણ કરમાયું હૃદય કમળનું મુખ જો. મંડળ॰
પ્રપંચમાં બાપુડી ! કો કોનું નથી
અદકું ગોતે એવી મનની રીત જો
જ્ઞાની યોગી ભુલ્યા સર્વે ભેદમાં
અભેદની વાતોમાં ભેદે ભીંત જો. મંડળ॰
રામ કૃપા ચિન્હીત માળા એ બાલુડી
સ્મરણ કરંતા સોંપી છે તુજ હાથ જો
વ્હાલી વારસ થઈ વિખુટી શું પડી
રામ મણિ આનંદે હો તુજ સાથ જો. મંડળ॰

ગઝલ.

ભવિષ્યની સાધ્વિ ! દેવી ! વહી ગઇ વર્તમાને હા !
ઘટીત ના વ્હાલુડી ! તુજને, મધુરી વેલ મંડળની
થતાં "વેલી" વિખુટી તું, ઉરે હા ! આગ ઉઠે છે
થઇ સંયોગી શું બાપુ ! ગણત્રીના દિવસ માટે
કરાંચીમાં અનુરાગી, થવાયું તુજ સારૂં શું !
દઇ દેખા અરે ભાગી, જવું ના, ના, ઘટે તુજને
જગતરૂપ વૃક્ષને ઓથે, વધે જાતી હતી વેલી
કસાઇ કાળ પુગ્યો ત્યાં, ઝટક દઇ ઝાટકો માર્યો
હતું તારે થવું મીરાં, ખરે ટાણે ખૂટી ઘેલી !
મણિરામે મળી ગઇ તું, અમરતામાં અહો ! "વેલી"

ગઝલ એક તીર ફેંકતાની.

સુર વલ્લરી સુહાગી, કરમાઇ ગઈ કશાથી ?
યમુના તટે ઉગેલી, વ્રજ ભક્ત ભૂ વસેલી
પ્રિય ! વેલડી કનકની, કર॰

નહિ ખામી ક્ષેત્ર કેરી, ખૂબ પોષણો પુગેત્રાં!
તોય કલ્પ વલ્લી વ્હાલી! કર૦
સાધ્વી સુરાંગનાઓ, કરકંજ સ્નેહ સીંચે
હા! વેલડી તથાપિ, કર૦
આવ્યાં અતિથીઓને, સત્કાર શીળી છાયા
દેનાર વેલ દિલની, કર૦
ઠીક માનું રામ મરજી, મણિ આત્મ શાંતિ માગ્યું,
ખટકો ન જાય દિલનો, કર૦

રાગ એજ.

નહિ રાંકનીજ ગાંઠે, રત્નો રહે કદાપિ. ટેક.
થોરે ટકે ન કેળાં, આશા વૃથા અરે! એ!
કંગાલની ન ગાંઠે, રત્નો૦ ૧
કદી કાગનીજ કોટે, હીરા દીઠેલ છે કે?
ભૂખેલની ન ગાંઠે, રત્નો૦ ૨
મુંડા મજીઠનો તે, શું ભાવ જાણનારા
તેથી ન દીન ગાંઠે, રત્નો૦ ૩
મણિરામ નામ સાચો અણમોલ હીરલો છે
પાખંડીની ન ગાંઠે, રત્નો૦ ૪

રાગ એજ.

કપટી! કરાળ! કાળા! તવ જાય ક્યાંન ચાળા. ટેક.
વ્રજવાસીઓ બિચારાં કરી સ્નેહને ન ખાટયાં,
પિત્રુ માત કેદ મૂક્યાં, તારા પ્રતાપિ ચાળા.
પગલાં ગ્રહે કૃષ્ણને કરી ભારતે રચાવ્યું,
અરે! વાહ! વાહ! વ્હાલા! શા! આ! મધુર! ચાળા.

યદુકુળને કપાવ્યું માસી ખરેજ મારી,
વ્હાલાંથી વેર સાંધ્યા ખાસા ખુટેલ ચાળા.
રઝળાવવા સુ ભકતો બીખાર ચોટ ! ભવમાં,
મણિરામ જો ન શોભે, કરૂણાળ ! કુર ચાળા.

રાગ એજ.

મણિ રૂપની પરિક્ષા, વ્હાલાં ! કહો કૃપાથી. ટેક.
બહુ નામનો ન પારે, જુજવા વગી સ્વરંગો,
એ ઓળખું કશાથી, વ્હાલાં વદો કૃપાથી.
ગુણ તો અપાર એના, ચળકાટ આંજી નાંખે,
ઉપાય પારખ્યાનો, બતલાવજો કૃપાથી.
એના સમાન કોઇ, મળતું ન હારૂં જોઇ,
જે યત્નથી હું જાણું, દેખાડજો કૃપાથી.
સૌ યુકિત સાન સાચી, છે આપનેજ હાથે,
મણિરામજી રસાળા દેજો ખરી કૃપાથી.

રાગ એજ.

દૂષી શકે ન દેખી, એ દષ્ટિ દોષ એનો ટેક.
જે ઉરના અદેખા, ના, તે થશે સદેખા,
બળવું ભલુંજ ભાળી, એતો સ્વભાવ એનો.
વાંધા ઘણાય કાઢી, વચકા વધારવામાં,
થાવું શુરા કથામાં, એ નિત્ય નીમ એનો.
વૃષ્ટિ થતાં જવાસા, જડ મૂળથી સુકાતો,
નિજ ભાવનાજ મૂકે, દઢ એ ઠરાવ એનો.
પંચાતને પતાવી, દૂષો બુરા હઠાવી,
રામે મણિ મળે છે, એ પણ રીવાજ એનો.

## રાગ એજ.

મોડાં કદાપિ વ્હેલાં, મળશું ખરે સ્વધામે ટેક.
અહિં એકનેજ ભજતાં, એ એકનાં ગણાયાં,
તેથી ન અંત નોખાં, સરજ્યાં જવા સ્વધામે.
વિઘ્નો સહુ વઢાશે, સુખ શાંતિમાં મળાશે,
બહુ માણુશું મજા ત્યાં, આનંદમાં સ્વધામે.
ચ્હાશું સમાન ભાવે, સરખાં સ્વહેત થાતાં,
હા ! કૃત્ય કૃત્યતાથી, ભળશું ભલાં સ્વધામે.
જગ જાળ જીતી જાશું, ફરશું સ્વચ્છંદતામાં,
મણિ રામ રામ ગાતાં, રમશું સદા સ્વધામે.

## રાગ એજ.

આપે અને અપાવે, "ના" તો કહે ન કોને ટેક.
પડી જા પદેજ પ્યારે, મન મૂઢ કેમ હારે,
એવો તજી અલ્યા ! તું ! ગોતીશ મૂર્ખ કોને.
જે એજ હાથવાળા, તું છોડ આશ તેની,
કર છે હજાર જેને, નૈરાશ્ય દે ન કોને.
જેના હુકમ વડે આ, હા ! વિશ્વ બાધું હાલે,
આજ્ઞા વિનાજ તેની, કો દઇ શકે ન કોને.
મણિરામ એજ દાતા, કશું ના અદેય જેને,
ભા ! ભીખ ભીખ તેને, ભીખીશ ભૂંડ ! કોને.

## રાગ આનંદ આનંદ આજ અપાર.

ધીમંત ધીમંત ધીરા સુસંત, જે પ્રભુ પંથ ધસે ધરી ખંત. ટેક.
ચાતક જેવી ચિત્તે ધરી ટેક, હૈડે સુહર્ષ ને હંસ વિવેક
જય હરિ જય હરિ જીભે ભણંત. ધીમંત૦
વિષયો વિષે વિષ રૂપ વિરાગ, ઇશ્વર પદમાં દઢ અનુરાગ
પાપ પહાડ પ્રયત્ને ખણંત. ધીમંત૦

રણુજંગમાં ન ડગે રણધીર, ખાસ બતાવે શુરા નિજ હીર
ફોડે વછોડે ત્રોડે માયા તંત. ધીમંત૦
રામ શ્રીરામ શ્રીરામ શ્રીરામ, નામ મણિ મુખે હા! દિલહામ
પાર પડે ને પુગાડે અનંત. ધીમંત૦

### રાગ સ્વાગત સુ સ્નેહનું સ્વીકારજો.

હઈડાંનાં હેતથી વધાવીયે, મોંઘાં મહેમાનો
હેતાળુ હૈયે હા! પધરાવીયે, મોંઘાં મહેમાનો. ટેક.
કોમળ સુમનોમય ગાદી, પ્રેમળ તકીયાળી સાદી
અર્પી વિનવીયેજી બીરાજીયે. મોંઘાં૦
આંતરિક સ્નેહે અર્ધ્યે, સ્વાત્મિય સ્વાનંદ ભર્ગે
આર્તિ એ જ્યોત્તિમય ઉતારીયે. મોંઘાં૦
પ્રેમળ ષોડષ ઉપચારે, તન્મય તદ્રૂપ વિચારે
પૂજી ધૂપ પ્રાણુનો ધૂપાવીયે મોંઘાં૦
મોંઘાં મણિમય મિજમાનો, રામ આજીજી માનો
હેતે યજમાન આ નિવાજીયે. મોંઘાં૦

### રાગ આનંદ આનંદ આજ અપાર.

શાંતિ સુશાંતિ દિલે ભર સાર, ગોવિંદ ગોવિંદ ગાને ગમાર. ટેક.
નાહક આ તક નાજ ગુમાવ, ચૂક ન હાથે ચડયો શુભ દાવ
માધવ મોહન ગા ધરી પ્યાર. ગોવિંદ૦
ડૂકી ન જા દૂબળો બની ડાંડ, ગા હરિગુણુ બની બસ! ભાંડ.
નામ ગજાવ હરિ હર યાર! ગોવિંદ૦
જીવનું જીવન પ્રાણુનો પ્રાણુ, હેતે હજી ભજી લે શઠ! લ્હાણુ
ધુન મચાવી લે માની આભાર. ગોવિંદ૦
રામ હા! રામ શ્રીકૃષ્ણુ ગોવિંદ, જન મણિ પ.લક પદ અર્વિંદ
મસ્ત મને રટ થા એક તાર. ગોવિંદ૦

## રાગ શાંતિ હો શાંતિ હો.

ભ્રમ ભ્રાંતિમાં ભ્રાન્તિમાં, ભ્રમ ભ્રાન્તિમાં ભ્રાન્તિમાં. ટેક.
અવતરણ જ્યાંથી થયેલું, સ્વરૂપની વિક્રાન્તિમાં
વ્હેમમાં ને ક્ષેમમાં, બસ ભ્રાન્તિમાં ભ્રાન્તિમાં. ભ્રમ૦
નિજ સ્વરૂપ સહજાનંદ ખોયો, મોહી જગ સુખ વાન્તિમાં
આશમાં હા! ત્રાસમાં, બસ! ભ્રાન્તિમાં ભ્રાન્તિમાં. ભ્રમ૦
હંસ પંક્તિ ભુલી ભટકી, જઇ ભળ્યો બક પાન્તિમાં
નાશ થયો અવિનાશ તું, શઠ! ભ્રાન્તિ ભ્રાન્તિમાં. ભ્રમ૦
રામમણિ ગણી કાંકરો, હા! ભાટક્યોજ અશાંતિમાં
મૂઢ હા! વિમૂઢ થયો ફટ! ભ્રાન્તિમાં ભ્રાન્તિમાં. ભ્રમ૦

## રાગ વિરાગ.

સમજે શઠ! ન, મોહ ન ગીત.
સારી ગમની ગમ ન પામે ચામ ચુંથક ચિત્ત. સમજે. ટેક.
ગ્રામ ગ્રામે ઘર ઘરે જે ભાટકેજ ભ્રમીત
યંત્ર તનનાં તાર તંત્રે ભવ ભવેજ ગ્રમીત. સમજે૦
નામ ધારી સુર પણ જે કામનાજ પલીત
સુષુમણા લખકોશ આધી, ભમે હા! ભયભીત. સમજે૦
વક્રતા રૂપ ચક્રમાં હા! મરે મૂઢ ફજીત
એક આત્મિય રાગમાં, છત્રીશ ક્યાંની રીત? સમજે૦
હાડ ચામે આથડે, ધરી પ્રીત હૈયે વિત્ત
અંધ સ્વાર્થે થાય કામા, હાય સીતાસીત. સમજે૦
પોચ વિપરીત શોચતા, મન તનવડે સ્ત્રી જીત,
બ્રહ્મ પદ શું પામવાનું? સમજ દીવાભીત. સમજે૦
રામ રસાયણ જીવન પ્રભુમય, સ્વયં રસથી રસીત
શાંત ચિંતામણી સંગે, ચિત્ત ખાસ અચિત્ત. સમજે૦

## ગઝલ.

નરકને સ્વર્ગ દેનારો, અરે! જે છે વિધી ન્યારો
અરજ આ ધ્યાનમાં લેજે, ધનીનો સંગ ના દેજે
બિચારાં બાપુડાં રાંકાં, નિખાલસ અંતરો જેનાં
જનમભર વાસ ત્યાં દેજે, ધનીનો સંગ ના દેજે
નથી પકવાનની પરવા, સુકેલી રોટલી સારી
પડેલી ઝુંપડી પ્યારી, ધનીનો સંગ ના દેજે
મરણ ને જન્મ છો થાતાં, નથી દરકાર તેની તો
થવાનું તે થઇ ચુક્યું, ધનીનો સંગ ના દેજે
વિરલ હોયે ભલે સારાં, મને મારે સીમાડો છે
મણિરામે બધું જાણે, ધનીનો સંગ ના દેજે

## રાગ એકવાર સત્સંગમાં જાજે હો બેની.

કરિયે સુભક્તિ મળી સાધ્વી સાહેલીઓ.
મળિયે છોડીને લઘુ લાઘવી સાહેલીઓ.
વળિયે સુસંગ સત્ય પંથે સાહેલીઓ.
રળિયે સદ્‌ભાવ લક્ષ્મી કંથે સાહેલીઓ.
દળિયે જગનાથ પાદ પદ્મે સાહેલીઓ.
ભળિયે સત્સંગ વેષ છદ્મે સાહેલીઓ.
ગળિયે વિજ્ઞાન ગોળી ભાવે સાહેલીઓ.
ટળિયે કુમાર્ગથી સ્વભાવે સાહેલીઓ.
બળિયે ન તાપ ત્રિવિધ કેમે સાહેલીઓ.
દળિયે જગ ઘંટી શીદ વ્હેમે સાહેલીઓ.
ચળિયે ન લાલચોથી ચિત્તે સાહેલીઓ.
છળિયે ન કોઇને સ્વહિતે સાહેલીઓ.
પળિયે સન્માર્ગમાં સુરંગે સાહેલીઓ.

હળિયે હરિ સંત ગુરૂ સંગે સાહેલીઓ.
ગળિયે મણિરામ જ્ઞાન હીમે સાહેલીઓ.
તળિયે પુગાય ધીમે ધીમે સાહેલીઓ.

રાગ વારો જશોદા માવડી કુંવરને.

નાથ ભ્રાત જાત પિતા માત છો હરિ મારાં, નાથ. ટેક.
સ્નેહી સંબધો જગના જે જે, કહું તે જગ વિખ્યાત છો. હરિ.
મારૂં તારૂં તારૂં મારૂં કહું કે, હું તું તું હુંજ ભલીભાત છો. હરિ.
હું તુંમાં કે તુંમાં હું માનું ? ના, ના, તું તુંજ પ્રખ્યાત છો. હરિ.
બોલું તે બધું ઓછું પડે છે, મણિરામ એક જગ તાત છો. હરિ.

રાગ એજ.

એકને સાધતાં સધાતું, સાધન બધું એકને. ટેક.
એકજ પકડી પૂરા પ્રેમે, ધીમે ધીમે હા ! વધાતું. સા.
મૂળને સેવે ફળ ફુલ પામે, ચૂકી ન ન્યાય મન ધાતું. સા.
મૂકી મૂળને નાહક નાગા ! સેવમાં સામટી દધા, તું. સા.
રામ મણી મૂળે સ્નેહ જળ સીંચી, પરવાર કામથી બધા તું. સા.

રાગ એજ.

કાને કહ્યું નહિ થાશે, ઉદ્ધવજી, કાને કહ્યું નહિ થાશેરે. ટેક.
એની શીખામણ એના ઘરમાં, રાખો ના અમને સુહાશેરે. ઉ.
નટડો કાનો કુબ્જા નટડી, એની એ વાત એ ચ્હાશે. ઉ.
પ્રેમાગ્નિમાં હોમ્યાં અમે તો, જ્ઞાન યોગ એક પ્રેમ આશે. ઉ.
કૃષ્ણ મણિરામ પય પામ્યાં પ્રીતે, મોહ કો, ધરે હવે છાશે. ઉ.

રાગ ખમાચ.

ધારી ધણી ધીંગો રામ ધામે જીવ ધાજેરે ટેક.
ધામે જીવ ધાજે, નહિ કાલે આજે આજેરે. ધારી.

ફરી કાશ પરી હરિ, સન્મુખ તું ધાજેરે,
ઝટપટ દોડવાજી, દોડે જેમ વાજેરે. ધારી.
રહીશ ફસાઇ ન કુટુંબી ગ્રહ કાજેરે,
ઘણા જન્મ ખોટ ખાધી, આ વેળા ન ખાજેરે. ધારી.
ગણીશમાં ધાતાં પડે, પંથ વિષે ધા, જેરે,
ગુમાની ગમારનું ન, ગંદુ ગાણું ગાજેરે. ધારી.
ચોંપ ચિત્તે રાખી, ચાડી ચુગલી ન ચ્હાજેરે,
પુગી મણિરામ રસ, હદ વિષે ન્હાજેરે. ધારી.

## રાગ દીનનો દયાળુ છોડી કોને શરણે જાવુ.

દીનના દયાળુ કેમ દાદ નથી દેતા,
અરજી આઠ આટલી, ન કાન કેમ લેતા. દી.
ઠરાવી સ્વઠામ રાખું, ઠામ કાં ન રહેતા,
હાથ છોડી પુરભવે, મુકશો શું વ્હેતા. દી.
"છોડું નહિ ભક્ત મારો" વાર વાર કહેતા,
ભક્ત ભીડ આકરી, શું નાથ હજી સહેતા. દી.
દોષ તો અમાપ છેજી, શીર વાળ જેતા,
દોષનેજ શોષનાર, આપ છો વિજેતા. દી૦
ચેતજો જુવે ન લોક, આપણા ફજેતા,
આબરૂ તમારી મણિરામ જાય નેતા. દી૦

## રાગ દીનનો દયાળ છોડી.

અન્ય સ્મરણ છોડ ગ્રહી, વિશ્વનાથ કેરૂં.
સ્મરણ એ મહાનને, બળિષ્ટ છે અનેરૂં. અ૦
સ્મરણ વડે નાથ કહે, "કાળને હું ઘેરૂં."
"ભક્તને બચાવું, બુરા સન્મુખે ન હેરૂં." અ૦

"સુખે સુવાડું સંતને, સુ ઠામ લાવી ડેરૂં"
જમડા ગોત્યા જડે ન, ખાખરાજ ખેરૂં. અ૦
એ કૃપા પ્રભાવ જાણ, મૂક "મેરૂં" તેરૂં"
રામ મણિ ભક્ત એજ, દેવનુંજ ડહેરૂં. અ૦

## રાગ એજ.

હરિ હરિ હરિ ન હજી, અરજીઓ કરાવો,
કિંકરને કેશવા ! ન, કાળથી ભળાવો. હરી.
ત્રિવિધિ તાપ પાપ આપ સ્નેહથી દુરાવો,
કોટી કુડાં કામ કર્યાં, ચિત્તમાં ન લાવો. હરી.
ભું કુજાત ને કુનાત, કુટિલતા હરાવો,
અધમ તોય આર્ત ગણી, ભવ નિધિ તરાવો. હરી.
દીન દાસ ખાસ ગણો, દેવ ! ના ડરાવો,
રામ મણિ પાદ પદમ, મમ શીરે ધરાવો. હરી.

## રાગ ધોળ.

સ્નેહે સુરતા સ્વાત્મિય સ્નેહસિંધુ, શમાવા ચોંપે ચઢી. ટેક.
પુર્વ સ્નેહી શત્રુ જાણી વાસના, ધીર ધીંગાણે ધગી કોપે વઢીરે. શ.
લોભ લાલચ લંપટતા તજી, લક્ષ્ય સંધાને થઈ લોપ લઢીરે. શ૦
દીધી ચોટ ભેધાં ષટચક્રને, પકડી ગુરૂ કરૂણા પ્રેમ ગઢીરે. શ૦
પૂરા પ્રેમે પ્રણુવમંત્ર રાજને, પરાપાર પ્રીતીવડે પઢીરે. શ૦
દૂર દેશે દૂરાના દેશથી, દુર ભાગી સુદેશમાં દઢીરે. શ૦
મદ મોહને માન મદી મુકી, મણિરામ મુદા બાંધી મઢીરે. શ૦

## રાગ ધોળ.

શાને સાચો માને ઠાઠ દેહનો, પળમાં પડશેરે, રાખ્યો નહિં રખાય,
આવે મોત કોઇ ન ઉગરે.
અંતે દેહ ખોરાક છે ચેહનો, બળશે ભડકેરે, શાને જોઇ હરખાય,
આરે.

કુંભ કાચો માટીનો ટકે નહિં, પાણી માંહેરે, મૂકી જોયે પરખાય,
કાયા કાળ મૂખે પડી છે સહીરે, વાર ન લાગેરે, જમથી ઝટ
ભરખાય, આવે.

કાચ કુંપો ૫ટક દઇ ફુટશે, કાળ ઝપટેરે, તનડું ત્રુટે ડર ખાય,
આવે.

વિજળી ઝબકી વાદળમાં મળી જતી, દેહ તારીરે, માયા વાદળ
ખાય, આવે.

મિથ્યા મૃગજળ દેખીને દોડ માં, આશા ત્રુટેરે, શાને તું વળ ખાય,
આવે.

મણિરામ હીરો હાલ મેળવો, પેઢી ઉપડેરે, દીવાળું ન સંખાય. આવે.

રાગ એજ.

મન જાણે જુવાની જશે નહિં, ચાર દીનીરે, જાણજે ચાંદની રાત,
અંતે તો જાવું મશાણમાં.

જીવ જાણે મોજો કરી મહાલશું, તારા મનનીરે મનમાં રહી જાશે
વાત. અંતે.

જોર ઝાઝું ધરી અભિમાનથી, ફરતો ફંદેરે, કાળ તોડશે કાન. અંતે.

ઉંચા કુળનું ગુમાન ઘણું કરે, જમડા ઝાલેરે, જોશે નહિ તારી
જાત, અંતે.

ધન વિદ્યાતણો મદ કાં ધરે, મૃત્યુ આવેરે મારે મુખપર લાત, અંતે.

નારી પુત્ર જોઇને શું રીઝતો, આઘાં રહેશેરે કરશે જમદુત ઘાત, અંતે.

કોઇ કામ ન આવે ખરે ટાંકણે, સગાં સ્નેહીરે, ભાઇ બેન મા
તાત, અંતે.

મણિરામ ભજન કર ભાવથીરે, જમ હાથેરે, થાવું નવ પડે મ્હાત, અંતે.

રાગ એજ.

અશરણનું શરણું સાચ, હરિ નિત રટવોરે,
તેની આગળ કરવો નાચ, નાચે જેમ નટવોરે,

ભૂખ્યા જનનો માબાપ, થકી પણ મોટોરે,
નિરધનનું ધન અમાપ, ચલણી તોટોરે.
આધાર નિરાધારો તણો, બળવંતોરે,
નિરભાગી જનનું ભાગ્ય ભણો ભગવંતોરે.
ગરિબનો ગ્રાહક ગુણ, હીણનો ગુણ છેરે
દીન દાની દેવ અરૂણ, બીજો જગ કુણ છેરે ?
કુળ હીણ જનોનું કુળ, સાગર સુખનોરે,
અંધાની આંખો મૂળ, ભાગણ ભુખનોરે.
પગ હાથ અપંગના રામ, પતિતનો પાવનરે,
મણિ સેતુ ભવનિધિ-નામ, ભજો મન ભાવનરે.

## રાગ—ઉભા છે જમુનાજીના તીરમાં છબીલો.

અન્ય ધણી શીદ ધારવા, તજીને રામ, અન્ય. ટેક.
પતિત પાવન બાનું કોનું, ભવનિધિના કોણ ખારવા, તજીને.
દીનપર વ્હાલપ કોણ ધરે છે, ચાહે કો અધમ ઉધારવા, તજીને.
કષ્ટો કંગાલનાં કોણ કાપે છે, ઇચ્છે કો પાણકા તારવા, તજીને.
ગરિબ જનને નિવાજવાને, જાશે કો ઢોરાં ચારવા, તજીને.
દેવાસુર માયામાં ભટકે, સમજે શું સ્નેહ વધારવા, તજીને.
મણિમય રામ વિના કો દોડે, બગડી બાજીને સુધારવા, તજીને.

## રાગ એજ.

બીજો ધણી નથી ધારવો, ભજીશું રામ, બીજો. ટેક.
બ્રહ્મકુળે પુનરલગ્ન ન થાયે, જીવતો ધણી શીદ મારવો. ભજીશું.
નાહક કુળ મરજાદ તજીને, શીદ જન્મારો હારવો, ભજીશું.
એકને તો પુરો પોષ્યો નહિં ને, બીજાનો દહાડો કાં સારવો, ભજીશું.

ઘર ગ્રહણું કરવા નવ દેવું, કરે તેને પણ વારવો, ભજીશું.
સુધરી પોતે શુદ્ધ થઇને, બીજાને પણ સુધારવો, ભજીશું.
દાસ મણિ છું રામ ચરણુનો, ઇચ્છુંછું પ્રેમ વધારવો, ભજીશું.

રાગ એજ.

કીધો અનુગ્રહ નાથજી, જગતમાં, કીધો. ટેક.
સુર દુર્લભ નરદેહજ દીધો, સ્નેહે કીધો છે સનાથજી, જગત.
કોટી મૂખે ગુણુ ગાઈ શકું નહિં, હેતે ઝાલ્યો રામ હાથજી, જગત.
વારિ વિષય મન મીન મુકાવો, કૃપા કરો રઘુનાથજી, જગત.
નહિં ઉપકાર વિસારીશ વ્હાલા, ગાઇશ ગુણુ ગણુ ગાયજી, જગત.
નાથ સનાથ કરીને પછીથી, કરશો કેમ અનાથ જી, જગત.
દાસ મણિપર દયા કરીને, પ્રીતે લેજો રામ સાથજી, જગત.

રાગ પામ્યો પદમણી આવી હો.

કાઢે કલપના મારી હો સાચી તેની જગે સુલતાની. ટેક.
આરંભે છે પ્રથમ વિવેકે, ગ્રહીને રહે વૈરાગ્યને ટેકે,
માયા મોહનપર વારી. હો૦ સાચી૦
શમ દમ સાધી શાંત રહે છે, વાક્ય વિષમના કદીએ કહે છે,
શાંતિ ગ્રહીને સુખકારી. હો૦ સાચી૦
સુખ દુઃખમાં જે સાધે તિતિક્ષા, શ્રુતિ ગુરૂ વચને શ્રદ્ધા પરિક્ષા,
આપે સમાધાન ધારી. હો૦ સાચી૦
ઉપરતિ વિષયો વિષ ગણે છે, થઇને મુમુક્ષુ શાસ્ત્રો ભણે છે,
સદ્દગુરૂ શરણુ સ્વીકારી. હો૦ સાચી૦
શ્રવણુ મનન નિદિધ્યાસન કરતા, રામ મણિમય ધ્યાન ધરંતા
લાગે સમાધિ અવિકારી. હો૦ સાચી

## રાગ એ તો પકડી આંબલીયાની.

પેઠા પ્રાપી તું પીઠામાં પલીતરે, જવાની પડી પાધડીરેજી.
કર્મે કુસંગે કુડાં કરતો,
નાસી જાવાની તને રીતરે, અભાગી નથી આવડીરેજી. પે૦
ઓલેથી ખસી ચુલે પડીયો,
ચિત્ત ચિંતામાં ચમારરે, ચડીલા ! ચડયો ચાવડીરેજી. પે૦
આ બળવાળો છોતું તેવો,
સોંપી દે હરિને હાથરે બખીલ ! તારી બાવડીરેજી. પે૦
રાંમ મણિકર નહિ છોડે એ,
પાશે પિયુષ અનુપરે સુ દિવ્ય દોહી ગાવડીરેજી. પે૦

## રાગ એજ.

મુરખ બેઠો બાવળિયાની છાંયરે, મારેલ બારે માવડીરેજી. ટેક.
જગ બાવળ જંજાળો કાંટા,
ખુંચે સોંસરવા કાયરે, રૂવે છે બુદ્ધિ બાપડીરેજી. મુ૦
હાશ કરીને હાય ! હજી તું,
વળતો નથી ફેંકી દૂર રે ત્રૂટલ તૃષ્ણા તાવડીરેજી. મુ૦
નર તન ભવ નિધિ પોત મળ્યું છે,
તોપણ તરવાની રીતરે હઠીલા ! તને નાવડીરેજી. મુ૦
રામ રસાળ સુ છાયા પકડી,
ફળ મણિમય જરા ચાખરે પ્રુજીને પ્રેમે પાવડીરેજી. મુ૦

## રાગ—સોરઠ ત્રિતાલ.

મૂરખ માનવ માયા મારી મન માની મરેરે
ધુવે મુખ ડામરેરે. ટેક.
માધવની ધણીયાણી માયા, એમાં બહુ રઝળ્યા રધવાયા
પકડી શકે ન છાયા, ધાંધલ અતિ કરેરે. મુરખ.

નથી રહી રહેતી રહેવાની, મહેનતમાં અંતે રહે વાની
માયા તીર હેવાની કરતાં ઘણા ફરેરે. મુરખ.
મોટાની ને કહેતાં મારી, લપટ ઝપટમાં નાંખે મારી
વિશ્વપતીની નારી શું જીવને વરેરે. મુરખ.
કીડી સમ કણ સંચય કરતાં, તેતર ચટ આવીને ચરતાં
ઘસી ટાંટીયા મરતાં, દીઠાં ઘણાં અરેરે. મુરખ.
મુઠ મુલ્લાંની ઉંટ અલ્લાનું, જાહેર ઝડપે લેશ ન છાનું
દુ:ખ બડું એ ધાનું, થાતાં રૂવે ડરેરે મુરખ.
માખી સમ મધુ પ્રાણ ગુમાવે, માયા સંગે એ ફળ આવે
મણિ જન મન સમજાવે રામ રટી ઠરેરે. મુરખ.

રાગ—એજ.

શરણાગતને રક્ષો રહેમે શ્રીમન્નાથજીરે રાખો સાથજીરે. શર૦ ટેક.
રક્ષો બક્ષો રૂડાં રત્નો, જ્ઞાન અને યોગાદિક યત્નો
પુષ્કળ પ્રિય પ્રયત્નો કરશું હાથજીરે. શ૦
જેવાં તેવાં અમે અનાડી, ધાડી અમ પાપોની ઝાડી
તનખો જ્ઞાન લગાડી, બાળો નાથજીરે. શ૦
ઝાળ જગતની ભાળી ભાગ્યાં, પદપંકજ પ્રેમે અનુરાગ્યાં
આપ કૃપાએ જાગ્યાં, સદ્ગુણ ગાથજીરે. શ૦
હૈયાં મણિ દાસને હર્ષાવો, રામ હૃદયમાં ઝટ દર્શાવો
વ્હાલવડે વર્ષાવો પ્રેમળ પાથજીરે. શ૦

રાગ—એજ.

દૈવી બાગ સુદષ્ટે દીઠો, આવો ખેલીયેરે
મમતા મેલીયેરે. ટેક.
કરમાં કર દઈ રમીએ રંગે, કર તાળી લઈએ શુભ સંગે
અંતર પ્રેમળ ગંગે, ઝીલી રેલીએરે. દૈવી.

રાત્રી જતાં થયું સુપ્રભાતે, સુર્ય સુવર્ણ સમો ભલી ભાતે
ઉગ્યો; એવડી વાતે, દોષો ઠેલીએરે. દૈવી०
વેલી વ્રક્ષો ફાલ્યાં ફુલ્યાં, મધુર ફળોથી દેખો ઝુલ્યાં
દ્વાર સ્વર્ગનાં ખુલ્યાં, આ પળ છેલીએરે. દૈવી०
દૈવી ઉર્મી ઉડે ફુવારા, પક્ષી બહુ કરતા ટહુકારા
શા, રસમય છે કયારા, આનંદ એલીયેરે. દૈવી०
જે આ વાડીનો છે માળી, એની ધન્ય કૃતિ રસવાળી
મોહક ને મરમાળી, વળગો વેલીયેરે. દૈવી०
મણિમય જ્યોતિના ઝળકારા, જ્ઞાન વીજળીના ચમકારા
રામ રમંતા ન્યારા, સ્વાત્મિય કેલીયેરે. દૈવી०

રાગ—એજ.

પારસમણિ હાથેથી ખોયો જાણી કાચ હારે
ન જાણ્યું સાચહારે. ટેક.
મણી પથર માનીને ખોયો, પાછળ પોકે પોકે રોયો
મનના છળે વગોયો આપી આંચ હારે. પારસ०
ચિંતામણીને ગુંજા જાણી, પાસે તોપણ ન શકયો માણી
કીધી ધુળ કમાણી, ત્રુટી ચાંચ હારે. પારસ०
હતા ન પાસે એકે વેરી, જેની દ્રષ્ટિ ઝાઝી ઝેરી
આજે લીધો ઘેરી, વળગ્યા પાંચ હારે. પારસ०
મુઢપણે હા! અમૃત ઢોળ્યું, જાણી મુઝી ઝેરજ ઘોળ્યું
રત્ન રાખમાં રોળ્યું, ખાધી લાંચ હારે. પારસ०
કાલ કાલ કરી ચડીયો ચાળે, જ્યાં ત્યાં વળગ્યો ડાળે ડાળે
ત્યાં તો કાળ કરાળે મારી ટાંચ હારે. પારસ०
જામાં જાલીમ! પુરે વ્હેતો, રામ નામ મુખેથી લેતો
મન મણિરામ હવે તો કરણા જાચ હારે. પારસ०

## રાગ સોરઠ ત્રિતાલ.

બાપુ ! આ સંસાર અસાર ન સાર વિચારમાંરે,
સાચો ધારમાંરે. ટેક.
કોઠી ધોતાં કાદવ નીકળે, પીળો રંગ ન કંચન પીતળે,
મૃગજળ ઉપજે પીગળે, દૃષ્ટિ વિકારમાંરે. બાપુ૦
ટળવળાવીને તરસે મારે, મિથ્યા ભોજન આશ લગારે,
વિનવું વારે વારે, સત્ય સ્વિકારમાંરે. બાપુ૦
ગગને અભ્રઘટા રહે રાજી, વિશ્વખેલ છે ખોટો પાજી,
બાજીગરની બાજી, પડમાં પ્યારમાંરે. બાપુ૦
માટીમાંથી મણિને દેખી, લેવા દોડે સાચો લેખી,
એતો ફોકટ શેખી, વાત વિસ્તારમાંરે. બાપુ૦
પંડીત પોથાં વાંચે ભુલે, ચતુરાઇ પણ ચડતી ચુલે,
તું કાં અમથો ફુલે, ફંદ વધારમાંરે. બાપુ૦
માધવની આ સઘળી માયા, જન મણિરામ પદે જે ધાયા,
છુટે છાયા મળતાં વિશ્વાધારમાંરે. બાપુ૦

## રાગ-એજ.

માધવ! મધુરી મુરલી મોહક આજ બજાવવા ધા
ગાન ગજાવવા ચ્હા. ટેક.
જન મન વૃંદાવનમાં આવી, શરદ પૂર્ણિમા નિશા જમાવી
ગોપી સાથ મિલાવી ગંભીર ગાન ગા, ગા. માધવ૦
ગાને ગાને તાન લગાવી, તન્મયતાનો તેખ ચલાવી
એકાકાર કરાવી સ્વયરૂપ આપ થા, થા. માધવ.
સ્વયંભાવ શાંતિમય આપી, ભિન્ન ભાવની ભ્રમણા કાપી
રસમય વૃત્તિ સ્થાપી, પ્રેમ સુધા અહા! પા. માધવ૦

મણિમય કાંતી અભિન્ન તારી, રામ રસાળ બનાવ વિચારી
આનંદે અવિકારી, આપ ડુબાવ, બા! હા! માધવ.

## રાગ પંથી પ્રેમનારે ભેદુ ભાવનારે.

સંગી! સાથમાં રે લઈ કર હાથમાં રે, બીડી બાથમાં રે
હરદમ હરિવર! હાલો સંગેજી. ટેક.
પ્રિયતમ પ્યારા! સંગી સારા, રાખો નિત્ય ઉચ્છંગેજી
રડવડતો નહિ રાને મેલો, કે ભટકેજ કુસંગે. સંગી૦
બેલપ કરજો બળવંતાજી, બા'નાથી ઉચ્છરંગેજી
દોષ ગણીને દીન દયાળુ, મરાવશોમાં જંગે. સંગી૦
પાપ જંગલો દેજો બાળી, સ્પર્શવડે શ્રી અંગેજી
ભવાટવીમાં ભટકી હું તો, સાવ ભુલ્યો છું ઢંગે. સંગી૦
સ્પર્શ મણિ છો રામ રસાળા, ફરતા જગે અસંગેજી
સાથીની સગવડ સાચવજો, પાણી પરખી નંગે. સંગી૦

## રાગ દયાળુ દેવા દાસપરે દયા લાવો.

મયાળુ માવા, મ્હેર કરી મયા રાખો. મયાળુ. ટેક.
માન મુજ દે હડસેલી, મમતા મદદે ધકેલી
સંકેલી જાળ નાખો નાખો રે. મયાળુ૦
લોભને લપાટ મારી, લંપટતાને સંહારી
બળતો બળવંતા દાખો દાખો રે. મયાળુ૦
અથડામણુ ઝાઝી ખાધી, સાચી નહિ વાટ લાધી
ઉપાધી વળગી લાખો લાખો રે. મયાળુ૦
મણિરામ શરણે અંતે, આવ્યો છું ખાસ ખંતે
મ્હારો તું મ્હારો ભાખો ભાખો રે. મયાળુ૦

### રાગ એજ.

ન છેજ તારે નર્ક નિવાસ કદાપિ. ટેક.
સુર્ય મંડળનો વાસી, છો ઘરમાં નાસી પાસી
અંધારે રોમાં પાપી પાપીરે ન૦
સુધાનિધિ સ્થાન સારૂં, તૃષા દુઃખ મિથ્યા તારૂં
મૃગજળ મિથ્યા લે માપી માપી રે. ન૦
સ્વપ્નામાં ભુલ્યો ભટકી, નાહક તું રહેમાં અટકી
ખરી છાપ લેને છાપી છાપી રે. ન૦
મણિરામ ઐક્ય જાણી લે રસ મોંઘેરા માણી
દે માયા જાળ કાપી કાપી રે. ન૦

### રાગ રામનું રામનું રામનું રે.

ધારશું ધારશું ધારશું રે, પુરી ધારણા વડે ધ્યાન ધારશું. ટેક.
પ્રાથમિક ધારણા વૈરાટ ધારી, ક્રમે ક્રમે ચિત્તમાં ઉતારશું રે. પુ૦
આંગિક ક્રમથી સર્વાંગ ધ્યાને, લાગી જીવ મરતો ઉગારશું રે. પુ૦
સર્વાંગિક સુધ્યાને મચંતાં, સોહંમ સુબ્રહ્મ ઉચ્ચારશું રે. પુ૦
ધ્યેયાકારે અંતિમ પદમાં, સંસાર ભાર કે ઉભાર, શું ? રે. પુ૦
જન મણિરામ સુપદ પંકજને, આધારે આત્મ ઉદ્ધારશું રે. પુ૦

### રાગ રામનું રામનું રામનું.

પાળશું પાળશું પાળશું રે પુરા પ્રેમે પ્રતિજ્ઞા પાળશું. ટેક.
પ્રેમ પ્રતિજ્ઞા પુરી પાળીને, જન્મ મરણ દુઃખ ટાળશું રે. પુરા૦
લક્ષ ચોરાશી અનંત ફરીયાં, આ અવતારે અઘ બાળશું રે. પુરા૦
સદા સુખે રહીને સત્સંગે, આંટીયું મનની ઉખાળશું રે. પુરા૦
કાલાવાલા કરી પ્રેમે પ્રભુનાં, વૃત્તિ વ્હાલામાં વાળશું રે. પુરા૦
કર્મ વાસના બી બાળી પ્રેમ આગે, રસમય જીવન ગાળશું રે. પુરા૦
ગ્રંથી અનાદિ ગાળી મણિરામે, સ્વાનંદ માણશું નિહાળશું રે. પુરા૦

### રાગ એજ.

સાર શું સાર શું સાર શું રે, સાર હિણા સંસારે સારશું ? ટેક.
સંસૃત્તિ દુઃખ દાયક જાણીને, ગુરૂ પદમાં ચિત્ત ધારશું રે. સાર૦
ગુરૂ વચનામૃત ગૃહી દ્દઢ દિલે, આજ્ઞાઓ હરખે સ્વીકારશું રે. સાર૦
શમ દમ આદિ સંપત્તિ ગ્રહતાં, વિવેક વિરાગ તો વિચારશું રે. સાર૦
પગથી પ્રાણાયામથી ચડતાં, આપેલો મંત્ર ઉચ્ચારશું રે. સાર૦
સમયાહારે સંતોષ રાખી, ધારણા દ્દઢ મન ધારશું રે. સાર૦
અંતર ધ્યાન ધરી મણિરામે, ભેદ ભાવનાને ભંડારશું રે. સાર૦

### રાગ એજ.

માણશું માણશું માણશુંરે મહા અખંડ આનંદ માણશું. ટેક.
ધ્યાને વધતાં સમાધીને સાધી, સ્વરૂપ સુખાનંદ જાણશુંરે. મહા૦
હું તું પણાનું ભાન જવાથી, તું તે હું, હું હું પ્રમાણશુંરે. મહા૦
અખંડાનંદે જામી અભંગે, વાસના વિદારી અંત આણશુંરે. મહા૦
પ્રભુ ભજતાં મણિરામ સ્વરૂપે, તે પદ પામશું પિછાણશુંરે. મહા૦

### રાગ એજ.

ઢાળશું ઢાળશું ઢાળશુંરે, ગુરૂ ચરણે સુદ્દઢવૃત્તિ ઢાળશું. ટેક.
સંસાર સુખને અસાર સમજી, વઢશું નિષ્ઠુર કાળશુંરે. ગુરૂ૦
અંતરમાં ઉપદેશ ઉતારી, આજ્ઞાજ ધર્મ તત્ત્વ ભાળશુંરે. ગુરૂ૦
સ્વામિ બંધુ બેન રહીને, વિશ્વમાં હું ને પ્રજાળશુંરે. ગુરૂ૦
સ્નેહ સુધારસ પાન કરીને, પ્રણયપુરે જગતને પખાળશુંરે. ગુરૂ૦
સ્વાનંદ સિંધુની લ્હેરો બનીને, અભિન્ન છોળુ ઉછાળશુંરે. ગુરૂ૦
સુખે સ્વદેશે સીધાવતાં હા ! મણિરામ રામજી સંભાળશુંરે. ગુરૂ૦

### રાગ થાય મન ઉજવળ તો નામ.

છેક ભય ભેદ છૂટે, રામ પ્રેમ પાકે,
ભક્તિ ફાકી મન છાકી ખુબ ફાકે, ફાકે, તો પ્રેમ. ટેક.
ભેદ ભ્રમણામાં ચિત્ત ચડયું ચાળે, ચડી બેઠું મોટપને માળે,

સંત સંગે એ ભેદ ભાવ બાળે
પળે નેમ, મળે ક્ષેમ, રળે રહેમ, પુર પ્રેમ, લક્ષ તાકે, તાકે. તો૦ ૧
ખરી ભાવના અભિન્ન રૂપ જામે, ભિન્નતાને ખારે નીર વામે,
તજે મમતા ચોટલ જે ચામે
ટળે દોષ, બળે રોષ, જડે કોષ, અને તોષ ગુરૂ ધાકે ધાકે. તો૦ ૨
કુદાકુદ મટે મન માંકડાંની ગતિ આવે જો ધીર રાંકડાંની
કૃતિ છોડે કુકર્મ સાંકડાંની
ખરી ખંત, થી ધીમંત, બને સંત, કુડે પંથ જતું થાકે. થાકે. તો૦ ૩
જુએ વિશ્વે વ્યાપક હરિ હીરો, ખોય પાસે જે સ્વભાવ હા! અધીરો
ધ્વનિ નામ કરી બને ધીર વીરો
ધરી હામ, કરે કામ, લહે નામ, મણિરામ, રામ હાકે, હાકે. તો૦ ૪

રાગ એજ.

વિષમ ઉવાટમાં ઉચ્ચાટ દાટ વાળે
વાટ ઘાટે બાળે વિષાદ ઝાળે, ઝાળેજ દાટ વાળે. ટેક.
વિષમય દૃષ્ટિ એ ઉવાટ વિશ્વ કેરી
હર્ષ શોક એ ઉચ્ચાટ લેય ઘેરી, ને કચવાટ વાયુ વાય છેક ઝેરી
જીવન ઝેર રૂપ થાય, અફળ જાય, વિફળ ધાય, વિકળ હાય! દીલ
બાળે બાળેજ દાટ વાળે. વિ૦
મમત ઝેર દીલ દૃષ્ટિમાં પ્રવેશે, ઝેર વ્યાપતાં ભુલાય ભાન દેશે
નેત્ર નિર્મળાં ન થાય ભ્રષ્ટ વેશે, કરે માત તાત ભ્રાંત, જાત નાત,
તણી ઘાત, ધણી લાત, મારી ઢાળે ઢાળેજ દાટ વાળે. વિ૦
ચંદ્રમાં પિળાશ ઝેરી આંખ દેખે, પડી સીંદરીમાં સાપ ભ્રમે પેખે,
વાંક પોતાનો ના મનાય લેખે, વમળમાં પડાય વીર, છુટે ધીર, ધુણે
શીર, જાય નીર, મેંઢ ટાળે ટાળેજ દાટ વાળે. વિ૦
ગુરૂ વૈદરાજ જો મળેજ પાકા, દવા વાક્યરૂપી આંજતા શલાકા

ત્રૂટે તિમિર રવી જ્ઞાનના ઝડાકા, દીસે ઘટોઘટ રામ, મણિ ધામ
સંભર સ્યામ મટે મામ, સર્વ કાળે કાળે ન દાટ વાળે. વિ૦

રાગ—એજ.

દિલપટ નિર્મળમાં પ્રેમ રંગ ખીલે
સ્નેહ ઉંડે કુંડે સુદીલ ઝીલે ઝીલે સુરંગ ખીલે. ટેક.
દીલ પટમાં કુકર્મ મેલ જામ્યો, ઘણા કાળથી સ્વભાવરૂપ પામ્યો
ઘણી કાશ કરી તોય ના વિરામ્યો, બધું હા! ભુલાયું ભાન
વિષયવાન, થતાં માન, જતાં સાન, ભાન ઢીલે ઢીલે ન રંગ ખીલે. દી૦
ગુરૂ શબ્દનો લગાડ સાફ સાબુ, અનુભવ આંચમાં ઉકાળી રાખ કાબુ
શીલા સત્યમાં પછાડ ટાળ ધાબુ, રહેણી નિર્મળી નિખાળ, શાંત
ઝાળ, કર્મ બાળ, મેલ ટાળ, ચાલ ચીલે ચીલે, સુરંગ. દી૦
રજક સંતને તું સોંપ દીલ તારૂં, મુક મનમાંથી ખાસ "હું ને મારૂં"
થાય સાફ તોય ના કરે તું ન્યારૂં, સુકવ જ્ઞાન રવિ સંગ,
ભક્તિ ગંગ, ધો અસંગ, રાખી ઢંગ, તંગ ટીલે ટીલે ન રંગ. દી૦
ગુરૂ રંગરેજ સ્વાનુભવી સાચા, કદી મિથ્યા ન થાય જેની વાચા
ગોતવા નાજ અંધ પગુ કાચા, કસુંબ રામ રંગ પ્રેમ, ચડે જેમ
મણિ ક્ષેમ મળે એમ, તેમ શીલે શીલે સુરંગ ખીલે. દી૦

રાગ—એજ.

રામ ઘન ગર્જને દુકાળ દુઃખ ભાગે
ભક્તિ પક્ષે નિરપેક્ષ લક્ષ લાગે લાગે તો દુઃખ ભાગે. ટેક.
ગુરૂ મઘવા પ્રસાદ પામવાથી, ગગન હૃદયમાં પયોદ જામવાથી
ત્રિવિધ તાપ પાપ હા! વિરામવાથી અચળ બોધ એજ વીજ
ઘુડ બીજ, લક્ષ્ય ચીજ, જાય ખીજ, રીઝ આગે આગે તો દુઃખ
ભાગે. રા૦
રઘુવર નામ ગડગડાટ ખુબ થાતાં, જલદ સુમતિ ઝુમી પાસ ખાસ જાતાં,

ઘટાટોપ કરી સકળ ત્યાં છવાતાં, છુટે છેક મુશળધાર, સ્નેહ વાર
હા! અપાર, ભૂસી ખાર, ભાર ત્યાગે ત્યાગે તો દુઃખ ભાગે. રા૦
બીંજવાણુી ભૂમાં બીજ રોપી, પ્રણુય ભાવ છોડ સ્નેહ સાથ ચોંપી
બને સ્વાત્મ સંગ રંગ જેમ ગોપી, ફળે અમૃતની વેલ, ફળદ
ખેલ, સુધા છેલ, રંગ રેલ, સ્હેલ માગે માગે તો દુખ ભાગે. રા૦
પરમની પીછાણુનો સુકાળ આવે, સત્ય ચિદ્ઘન ઘનની
સંગ બ્રહ્મભાવે, ચડી બેસે સુપ્રેમ ક્ષેમ નાવે, મણિરામ
નામ હામ, ધુમ ધામ, ઠામ ઠામ, અભય જામ, કામ જાગે જાગે
તો દુઃખ ભાગે. રા૦

## રાગ—બની હું પ્રેમની જોગણુ.

અભેદાનંદના પ્યાસાં અરે! અહિં ઝીલવા આવો
ઝીલવા આવો, સુરંગે ખીલવા આવો. અભેદા૦ ટેક૦
ઝીલવાનું ઝીલનારાં, ઝીલવું સૌએ
આપ આપે આપ જાણી, માણવું હા! એ. અભેદા૦
ખીલનારાં ખિલવનારાં, ખીલવું તે તો
સ્વાત્મ રસમયતા બનાવી, ડુબવું ચેતો. અભેદા૦
ગૂમ થાવું હા! સ્વરંગી સ્નેહના સ્વાદે,
તન ડુબાવી મન ગુમાવી, માણ આનંદે. અભેદા૦
રામ રશ્મી ચશ્મમાં ને, ચશ્મ તે રશ્મી
હા! મણિમય ગોદમાં તું, માણ એ રશ્મી. અભેદા૦

## રાગ એજ.

વરી લ્યો હા! હરિવરને, શિરે લઈ સ્નેહનાં બેડાં
સ્નેહનાં બેડાં, ન કાઢો સ્નેહમાં ચેડાં. વરી૦ ટેક.
દે ન કોઇ નોતરૂંને, ના કરે તેડું,
સ્વાગતે કો ના કરે કો, ના દીયે બેડું. વરી૦

ધાતુ માટી બેડલુંના, નીર જગ ના, ના,
પ્રેમમય એ બેડલુંને, પ્રેમ પય હા, હા, વરી૦
પ્રેમ શીરે પ્રેમ કરથી, પ્રેમથી લીધું,
કો ઉતારે ના કદી ના, પ્રેમી મન બીધું. વરી૦
રામમણિ પ્રેમાસ્પદે એ, પ્રેમથી મુકો,
પ્રેમમય સ્વાનુભવે હા! પ્રેમથી ઝૂકો. વરી૦

રાગ બિહાગની ગઝલ.

વૃત્તિ! અરે! તારી કૃત્તિ, જો, પીડે મુજને અતિ
વંઠેલ વટકે કાં વળી, કુલટા ગણું કે કહું સતી? વૃ૦
વિષયાનુ રાગેથી વળી, પ્રીતમ પદે જો તું ઢળી
પંથે પ્રતિજ્ઞા તે પળી, હાવાં હઠીલી હે! મતિ. વૃ૦
મનને છતી કાં અણછતી, ધિક્કારૂં તારી હું ગતિ,
તું સુક્ષ્મ જ્યારે થા અતિ, ન મને મળે સ્વાત્મા પતિ. વૃ૦
જન્મો અનેકે ઢુંઢતી, એ ઇષ્ટિને તું શોધતી,
ઐક્યાનુરાગી અંકમાં, વિરમી બની થા નિવૃત્તિ. વૃ૦
ભડકાવતી અટકાવતી વલખાવતી રઝળાવતી,
શંકાવતી ના તું રતી, મણિરામ ભુજ ભીડાવતી. વૃ૦

રાગ હરીગીત છંદ.

કર્ત્તવ્ય પથથી ના ડગું હું, એકલો છોને રહ્યો,
હે! માત! ભક્તિ! આવું છું, પંથેજ તારે હું વહ્યો,
કદી ના ચળું કે ના દળું કરૂં ત્યાગ તારો ના કદી,
અતિ દૂર દેશે ખેંચવા મથતા મરે લાખો મદી,
સ્વાતન્ત્ર્યંતા સ્વીકારવા અવશેષ જીવન વાવરૂં,
એ ઇષ્ટિસતવ્યજ મારૂં છે, મન થાય ના કદી બાવરૂં,
લક્ષાવધિ કષ્ટો ખમું એ, નક્કી વાત કબુલ હા!

પરતંત્રતા પામું નહિ, છો સર્વ થાતું ફુલ આ,
વિશ્વંભરી ! પરમેશ્વરી ! હૃદયેશ્વરી ! જગમાત હે !
તારો કુપુત્ર બનું નહિ, નક્કીજ મારી વાત છે.
સૌ આ પ્રપંચી જાળમાં ન ફસું ફસાવું ના તને
રક્ષું મને, રક્ષું તને, ભક્ષું વને છો પાતને
વાન્તિ થયા વિષયો બધા, શાન્તિ મળી સાચી અહા !
ભ્રાંતિ ટળી, ક્રાંતિ બળી, કાંતિ મળી આત્મિય; હા !
છળ કપટ છુટાં છેક દઢ છે, ટેક નેક વિવેકથી
મણિરામ સુખમય ધામ સાચું, નામ શ્રેષ્ટ અનેકથી.

રાગ એજ.

દેવાલયોમાં ચર્ચમાં મસ્જીદમાં જગબાપ હે !
સર્વત્ર તારી શોધ થાતી, એકનીજ અમાપ હે !
યશ ગાન વાણી વિશ્વની, તારૂં કરે છે બાપલા !
સૌ ધર્મ તારે કાજ વ્યાકુળ થાય કરતાં જાપલા
તું " એકમેવાદ્વિતીય " છો, સૌ ધર્મનો સિદ્ધાંત એ,
સ્વીકાર કરતાં મુક્ત કંઠે, પંથ સૌ નિભ્રાંત તે,
મસ્જીદમાં અતિ ઉચ્ચ કંઠે, નામ તારૂં પવિત્ર તે,
સ્મરતા બધા ભક્તો ભલા, છે વિશ્વ કેરૂં મિત્ર જે,
ને મધુર મંગળ ઘંટનાદે, ચર્ચમાં હે પાદરી,
સહ શિષ તારાં પ્રેમ સ્તોત્રો, ગાય છે શાંતિ ધરી;
દેવાલયોમાં વિવિધ રંગે, પૂજનો તારાં થતાં
દેવાલયે મસ્જીદ ચર્ચે, જઈ દીઠાં છે મેં છતાં
જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં મને, તો એક તું નજરે પડ્યો
ભમું છું બધે તુજ શોધમાં, સર્વત્ર તું દ્રષ્ટે ચડ્યો;
તારૂં સ્વરૂપ યથાર્થ જે જન, સમજતો ગ્રહી નામને
જાણે સજાતિ વિજાતી સ્વાગતે, ભેદ; ના મણિરામ જે

## રાગ હરિગીત છંદ.

તન ધન તનય સુખ ત્યાગી, મસ્તક મારૂં જે ઉન્નત કર્યું;
તન ધન તનય સુખ કાજ, શિર શા માટ તે અવનત કરૂં ?
પ્રભુ વગર બીજા અન્યને, મમ શિર કદી નમતું નથી;
તે ક્ષણિક જીવિતવાન જીવને, નમવવું ગમતું નથી ?
સ્વાધીનતા સંરક્ષણાર્થે વિશ્વ સંગ્રામે મચ્યો;
સામ્રાજ્ય માયિક નષ્ટ કીધું, ભોગ એકે ના બચ્યો;
પ્રાચીન વૈભવ પ્રેય સર્વે, હોમીયાં રણ યજ્ઞમાં.
રસ આત્મ આહુતિ આજ્ય અર્પ્યું, શ્રેય રૂપ સુયજ્ઞમાં,
બરબાદ કરૂં હું કાં બધું, ? પર અધિન થાવા કાં ચહું ?
સ્વાધીનતા વિક્રય કરી, પર અધિનતા હુ કાં ગ્રહું ?
એ શૃંખલા હા ! લોહની, નિજ કંઠમાં કાં બાંધવી ?
ઐહિક સુખની સાંકળો, શા માટ સ્નેહે સાંધવી ?
દષ્ટાંત મારૂં દઈ સુધરૂં, અન્યને મમ ફર્જ એ
ઉલટો બગાડું અન્યને, શિર કાં કરૂં હું કર્જ તે;
સૌ કો મળે છે સામટાં, ગબડી જવા ગબડાવવા,
સહુ એ મરે લડીને ચહે છે, અન્યનેય લડાવવા;
એ મર્મ સમજી હુ ગયોજ, વિરૂદ્ધ સહુ છોને પડે.
સૌ શક્તિ નિજ અજમાવતા, કામાદિ શત્રુ છો લડે.
મમ નાશ અર્થે વિરૂદ્ધતા ધરી, સૈન્ય માયિક છો નડે,
મણિરામ તરવારે વિજેતા, થાઉં મન બાંધું ધડે.

## રાગ સારૂં સારૂં રે સુરત શાહેર.

લુખું લુખુંરે લાગ્યું છેક, સૌ સુખ આપ વિના.
ભુખ્યું ભુખ્યું રે ભટકે છેક, બાળક માત વિના. ટેક.
નાનપણે રઝળાવી જાયે, કાલું ઘેલું બાળરે,
મા વોણું રઘવાયું રખડે, એમજ મારૂં ભાળ. સૌ.

લવણુ વિના વ્યંજન સઘળાનાં, બુરા હાલ હવાલરે,
તેમજ તારા વિણુ મમ પ્રિય! હે! મારા ભુંડા હાલ. સૌ૦
ઠાઠ કરીને ખુબ બનાવ્યો, ઘેવરીયો કંસારરે,
પણુ ગોત્યું ઘી જડે ન ત્યારે, એમાં તે શું સાર. સૌ૦
શુરા કરથી રણુ સંગ્રામે, જેમ તૂટે હથિયાર રે,
આ ટાણે બુરી એથી પણ, મારી દશા અપાર. સૌ૦
કાળ બળે દંપતિ વિખુટાં, પડતાં આ સંસાર રે,
પાછળ રહેનારાને લાગે, ખારો ઝેર અપાર રે. સૌ૦
બાંધવ બેનડ ભેળાં ખેલે, તેમાંથી જો એક રે,
અધવચ ઉપડે તો તો બીજું, નિરાશ થાતું છેક. સૌ૦
યોગ સિદ્ધિ ફળ લેવા ટાણે, તૂટે અચાનક ત્રાગરે,
એથી કપરી હાલત જાણો, નથી કહ્યાની જાગરે, સૌ૦
જો મણિરામ મળે તો મારા, દિલની કાઢું દાઝ રે,
નહિ તો સમજો બુડયાં હવે તો, પુરાં બારે ઝાઝ. સૌ૦

## રાગ શાણા શામ રીસાયા.

સીતારામ પધાર્યા, રાજા રામ પધાર્યા.
દોડો નેત્ર સુજોડો, દેખો રૂપને. ટેક.
વ્હાલાથી ન વટકો, ફંદી! ન ફટકો,
ભાળો બ્રહ્માંડો કેરા ભૂપને સીતા. ૧
ઝગમગતી જયોતિ અતિ, કોટી કામ લજાય,
મોહ મોહ પામી મળે, પ્રેમે પટ પરખાય;
પેખો મણિરામ રૂડા, ભુંડા! તજી કામ કુડા,
બેઠા ધરી શાને ચૂપને. સીતા. ૨

### રાગ સદર.

નંદલાલ રીઝેલા, વ્રજલાલ રીઝેલા.
ધાઓ જોઇ ન જાઓ આવો રાસમાં. ટેક.
મળો મતવાલી, સખી મમ વ્હાલી,
અહા ! ધ્વનિ ઉઠી, બંસી ખાસમાં. નંદ૦ ૧
મધુર મધુર એ નાદમાં, શામળિયાનો સાદ,
બોલાવે બળ વાપરી, દેવા રસમય સ્વાદ.
રશેશ રસિકા સંગે, સ્વાનંદે સુરંગે,
ભેટો મણિરામે પ્યાસમાં. નંદ૦ ૨

### રાગ—ગઝલ બુલબુલ.

સલુણી શાંત વૃત્તિ હા! ભજંતા તુજને વ્હાલી
અશાંતિ રૂપ થઇ હા! હા! જીગર મમ ધ્રૂસકે રોતું
સુ ગંભીરાઇ તારી તો, અહા! જાણેજ જે માણે
અભાગી ફાટતું કાં ના? જીગર૦
બની બેભાન એ વાટે, ચડયું તે તો ઉવાટે હા!
બુરા હાલે ભટકતું તે. જીગર૦
પડી ત્યાં ઘોર અંધારી, નિશા રસ્તેજ ભયકારી
રઝળતું રાનમાં રાની. જીગર૦
લથડીયાં લેયને ચાલે, ઘટિત એ સાસને પુગી
નિશાભર ધ્રૂજતું મરતું. જીગર૦
જતાં મહિ હા! ફણી જીવે, પડો ધિક્કાર જીવતરને
સ્મરી હા! રામ હા! રામા. જીગર૦

### રાગ દોહરો.

કાકો કાકી કોકી કે, કીકો કીકી કોક
કાકા કેકા કંકુ કો, કે કોં કેકી કોક.

## રાગ ગઝલ.

જરા આવી ન આવી ત્યાં, હૃદય રોગે ગ્રહાયો હા!
શુળક્ષ્યું ઘાલીયાં અમથાં, ન ચાલી કોઇની કારી.
ઝપટ જમની જગે જબરી, ન હારે કોઇથી ક્યારે
ચડપ લઇ દેય છે ઢાળી. ન૦
ગમે કે ના ગમે તોયે, જવાનું છેજ હા! નક્કી
ઉપાયો પાંપળાં ખોટાં. ન૦
જનમથી જાળ ફેલાવી, જમે જગ બાંધીયું ભારે
છુટા થાવા તણી એકે, ન૦
સુરાસુર નાગને ઢાળ્યા, મુનીજનના બચ્યા ભાળ્યા
ગયા ઉડી બની વાની, ન૦
ડરાવે કાળને એવો, ભજો મણિરામ જો ભાવે,
બચાવે એજ હા! અંતે, ન૦

## રાગ એજ.

અસારે સારને જોતાં, વિયોગે વ્હાલથી રોતાં
જનમનો ભોગ આપીને, મફતની જાય જીંદગાની.
સુમાર્ગે સંચરાયે ના, રૂડાં કર્મો કરાયે ના,
બુરાં સંચિતને યોગે, મફત૦
અરે! ના, દાન દેવાતું! હરિ નામે ન લેવતું,
ક્રિયા મન વાણી છે જુદાં, મફત૦
ન પાખંડી ખરી જાળો, કપાણી ક્લેશ તો વાધ્યો,
પ્રતાપે હા! પ્રકાશ્યો ના, મફત૦
રતનને રાખમાં રોળ્યું, વળી કુળ નામને બોળ્યું,
વગોવાઇ વૃથા ઠાઠે, મફત૦

મણિ ઉરમાં ગ્રહી લેવી, સુરાગે રામને ભજવા,
ફસાતાં ફાંસીમાં આતો, મફત૦

રાગ ભૈરવ.

ગજબ ગતિ છે કર્મ તણી આતો,
એમાં નાજ તફાવત થાતો. ગજબ૦ ટેક.
જેવું કર્મ મળે ફળ તેવું, લેશ ન ફેર પડાતો
સામ્ય દૃષ્ટિથી વિશ્વ તપાસી, જોતાં ક્રમ પરખાતો. ગજબ૦
નાત જાતનું ત્યાં નથી નેઠું, વયની શું કહું વાતો
રાય રંક સૌને એ સરખો, નિયમ મહાન જણાતો, ગજબ૦
અવતારિક ઇશ્વરથી પણ એ, અફળ કદી ન કરાતો
જાણ્યા વેણો જીવડો જંગી, ભારે ગોથાં ખાતો. ગજબ૦
કર્મ મણિમય કરાય તો તો, જીવ જગ જીતી જાતો
નહિ તો રામ રહે આઘો ને, આપ અતિ અથડાતો. ગજબ૦

રાગ એજ.

સહન કરો તો લાભ ઘણો પામો
ધીરે ધીર ! કરંતાં કામો. સહન૦ ટેક.
ખમવામાં શું ખોટ બળી છે? તાતો થાય નકામો,
હડકાયાં સમજે નહિ ઠાલાં, જવાબ ઝટ દે સામો. સહન૦
ક્ષમા ખડગના મારેલા તે ઉડયા હોય દે નામો
અનુભવિયાથી સમજી એવું, સુખ શાંતિમાં જામો. સહન૦
ક્ષમા વૃક્ષની શીતળ છાયા, તપતાનોજ વિસામો
છોડી અસહનતા બાવળીયે, બેસે એજ હજામો. સહન૦
શાંતિ રામ મણી પદ મોટું, ત્યાં મનવાજી ડામો
ચારો ક્ષમા નિરાવી નેહે, ત્યાંજ નખાવો ધામો. સહન૦

## રાગ-સાધુ તે જનનો સંગ.

દેવ દયાધન રામરે, કૃપા કેમ કરો નહિ. ટેક.
તાપ ત્રિવિધ સંદેહ નસાવો, સંશય શોક હરિને હસાવો,
દુઃખહરણ ઘનશ્યામરે, કૃપા.
આ કળિકાળે હાલ હવાલે, ભુંડા લખેલા લેખ કુભાલે,
લેશ નથી આરામરે, કૃપા.
ક્લેશજળે મન મીન પડયું છે, કાદવ કામની સાથ જડયું છે,
મૂકાવજો હરિ મામરે, કૃપા.
લક્ષ ચોરાશી જન્મ લીધા છે, અવળા ધંધ અનેક કીધા છે,
હારી ગયો છું હામરે, કૃપા.
માથે મારે દુઃખ કે સુખ નાખો, રામ કૃપા કરી શરણે રાખો,
બચાવજો બળ ધામરે, કૃપા.
પ્રબળ પ્રતાપી રામમણિ હા! અબળ પ્રલાપી દાસ ગણી હા,
સંભાળજો શ્રીરામરે, કૃપા.

## રાગ મીઠીને મધુરી રે.

વ્હાલો મુજ વિસામો રે, રઘુવર નામનો હેજી,
મનમાં મારા લાગો છબીલાનો છંદ, વ્હાલો.
ભણતર ગણતર ભૂલ્યો રે, ચાહ ચૂકયો ચામનો હેજી,
અંતરમાંથી નાઠા દુઃખાદિક દ્વંદ, વ્હાલો.
દાવો તો ચુકાવ્યો રે, દેવ પિતૃ ધામનો, હેજી,
આઠે પ્હોરે હૃદયે રમે સુખકંદ, વ્હાલો.
હડકો હેઠો નાખ્યો રે, કંચનને કામનો હેજી,
વૃતિમાંહે વિલસે વૃંદાવનચંદ, વ્હાલો.
આશ્રય હૈયે ધાર્યો રે, હરિ ગુણ ગ્રામનો હેજી,
અલબેલો જી, આપે અખંડ આનંદ, વ્હાલો.

ભરોસો છે ભારી રે, મણિમય રામનો હેજી,
ફસી સર્વે ત્રુટી, ત્રુટયા બધા ફંદ, વ્હાલો૦

## રાગ વ્હાલો મારો સાચાનો.

જીવ એક ન જુજવા જાણો રામ. સમજણ લો સાચી
આત્મા એકજ પરમાણો રામ, સમજણ લો સાચી. ટેક.
ઉત્તમ મધ્યમની વાતો, બધી બહાર બની છે જાતો,
જુજવી બંધાણી નાતો, રામ, સમજણ૦
બ્રાહ્મણ ક્ષત્રિયના વાડા, વૈશ શુદ્રોનાજ ભવાડા,
એ આંહી થયા પરવાડા, રામ, સમજણ૦
બહુ ધાટ ઘડાતાં નોખું, પણ અંતે સોનું ચોખું,
ધાટોનું ખાલી ખોખું, રામ, સમજણ૦
શેરડી છે સરવે સરખી, ગોળ સાકર જુદી નિરખી,
સમજી લ્યો એકજ પરખી, રામ, સમજણ૦
ધોતી ફેંટો ને કડીયું એ જુજવું નજરે પડીયું,
કાપડ ચિત્ત એકજ ચડીયું, રામ, સમજણ૦
સૌ સરિતામાં જળ જે છે, નદી નામે જુદું તે છે
સાગર મળતાં એકજ છે, રામ, સમજણ૦
આ તનના મિથ્યા મેળા, સરવાળે સરવે ભેળા,
નથી ત્યાં જુજવાંની વેળા, રામ સમજણ૦
ભ્રમ કાઢે નહિં જે ભોળા, ભટકે તે મનના ગોળા,
મણિરામ નામ પર રોળા, રામ, સમજણ૦

## રાગ વાટ જુએ છે.

રામ વિયોગે સિયા દુબળી, રોતી શોચે, રામ૦ ટેક.
અશોક સુવાટિકામાં વસતાં એ શોક સિંધુ
વ્હાલા વિજોગે રહ્યાં ઉછળી, રોતી૦

અશોક વિટપની હેઠે, આશ્રય લીધેલો તોયે
અંતર ઉકળાટે રહ્યું ઉકળી, રોતી૦
શાંત પ્રિયતમની સંગે, ક્રૂરતા એ અશાંતિ
સહી શકે શાથી પ્રેમ પૂતળી, રોતી૦
ઝાંખપ મણિમાં લાગી તે, ટળશે ના સાધન અન્યે
રામ પ્રતાપે થશે ઉજળી. રોતી૦

## રાગ એજ.

પ્રેમની પીડા છે અતિ આકરી, શું કહું ? ઉદ્ધવ. પ્રેમ. ટેક.
મૃગલું મન રામ વીણામાં, મોહ્યું અભાન થઈને
શું જાણે ભરવાડાની આકરી. શું૦
તમારો ઉપદેશ ઉદ્ધવ, અમને હૃદયે નહિ બેસે.
પ્રભુ ! વિણા ગાએોને કૃપા કરી, શું૦
વૈરાગી થાય ઉદ્ધવ, કાનાને કુબ્જા કેજો
અમે તો ભેટીશું ભાવના કરી. શું૦
સગાં સબંધીના સ્નેહો, શામળીયામાં સમાર્પ્યા
હઠીલો હડસેલે ભલે ધા કરી, . શું૦
કૃષ્ણ કૃપાળ ભજશું, મણિરામ સ્નેહ સાથે
શીર સાટે છે એની ચાકરી, શું૦

## રાગ કેમ કહોછો ગાય નહોતી.

શાને સામું નથી જોતા, રામ પ્યારા, શાને સામું નથી જોતારે ટેક.
પાપ નાશં નિજ મહિમા જાણો, પાપ નથી કેમ ધોતા રે, શાને.
અંધી અંતરમાં ઝાઝી મારે, કેમ નથી રામ ખોતા રે, શાને.
હડસેલશો જો ભવનિધિમાં, નીકળી જાશે છોતા રે, શાને.
રોઇ રોઇ આંખડી રાતી થઈ પણ, શે આંસુ નથી લોતારે, શાને.

પાપ અગ્નિમાં આ અંગ મારૂં, હોમ શો શું ? થઇ હોતા રે, શાને.
દાસ પ્રભુ મણિરામ શરણ છું, તમ વિના કહો કોતા રે, શાને.

રાગ આજની ઘડી૦

આશા કર આધી અળખામણી,
શીદ વળગીએ કૂળની લજામણીજીરે. આ૦ ટેક.
ચોરે ચિંતાથી ચિત્ત એ ચંડાળણી.
ભયે મારે એ ભૂત ભડકામણીજીરે. આ૦
ખેદ ખર પરે ચડાવે હડકામણી,
ભવે ભટકાવે ગામ ગજામણીજીરે. આ૦
ડરે ડોળમાં ડુબાવતી ડરામણી,
દુઃખ દંભે દબાવતી દબામણીજીરે. આ૦
પુરાં પાપમાં પટાવતી પટામણી,
મણિરામે રહેતો રળિયામણીજીરે. આ૦

રાગ એજ.

ભવને ચાકે દુઃસંગથી ચડયો,
અહો ! ભાગ્ય આ સુસંગ શુભ્ર સાંપડયોજીરે. ભ૦ ટેક.
પલીત પ્રેય સંગથીજ પાપમાં પડયો,
ભવો ભવમાં અજ્ઞાનતથી આથડયોજીરે. ભ૦
સંગ દોષે જંજાળમાં સદા જડયો,
નિત્ય નીચ વસ્તુનો કુસંગ બહુ નડયોજીરે. ભ૦
શોક શકતા સંતાપમાં સદા સડયો,
ભવે ભુંડા ભાદા વિષે જઇ ભડયોજીરે ભ૦
સંત ધન્ય જેણે ઘાટ આ નવો ઘડયો,
જીત્યો રામમણિ ખૂબ માયાથી લડયોજીરે. ભ૦

## રાગ સહીઆરી.

ધન્યા ! તે આનંદી વૃત્તિ, છૂપા ભેદી ભાર જેમાં,
ને કંટાળાવાળા ભારે, સમજી શકત્રા દુર્ઘટ એવા;
વિશ્વ તણુા જે વશમા બોજા, જેમાં સહજે હળવા થાતા,
સુખરૂપીને શાંત અહો એ ! ધન્યા ! ધન્યા ! વૃત્તિ જેમાં;
પ્રેમ અહા ! જ્યાં ધીમે ધીમે, આત્માને આગળ દોરેછે.
પ્રગતિમાં આગળ વધતા જ્યાં, દૈહિક દમ રક્તા બિસરણુ બે,
અટકે છે ને શારિર ભાને, રૂંધી જાતું અંતે સર્વે;
સ્વાત્મા ચેતન રૂપે જાગે, રામ મણીથી ખાસ અનોખો.



## રાગ-ધોળ ( તમે બીજાના જુઓ શું દોષ, વિચારો અવગુણ આપના. )

જીવ જુગતિ જણાવુ તું જાણુ, અભિમાની આંધળા,
અંતરમાં તું આલોચ અજાણુ, પાપી પ્રાણી પાંગળા, ટેક.

જીવતર ખોયાં મોજમાં, જો જો જીંદગી જાય,
હેડી તો હાલી જતી, તારી તેજ વલ્લે અંતે થાય, અભિ૦

રમતો જેની સાથ તું, બચપણમાં બહુ પેર,
સારા તારા સોબતી, જોને પહોંચી ગયા જમ ઘેર. અભિ૦

ભોળાં તારાં ભાંડરૂ, કરતાં પ્રેમ અપાર,
તારે હાથે ભોયમાં, પેસી પહોંચી ગયાં જમ દ્વાર. અભિ૦

પોથી પાટી દફતરો, લઇ જાતાજ નિશાળ,
બાળપણુના ગોઠીયા, પેખ પકડી ગયો તેને કાળ, અભિ૦
જમતો જેની સાથ તું, મિત્રો મહા સુજાણુ,
પ્રેમીલા પુરા હતા, તે તો પોઢયા જઇને મશાણ. અભિ૦

પ્રેમતણી જે પુતળી, હતી નવોઢા નાર,
ફુંકી તારે હાથ તેં, જરી જો તુ કરીને વિચાર. અભિ૦
છેલ બટાઉ છોકરાં, હજી લેતીતી લ્હાણુ,
નિજ હાથે તે દાબિયા, માબીની તો મંડાણી મ્હોકાણ. અભિ૦

ભડ ભાઇ ભારે હતા, જમણા હાથ સમાન.
ખડક્યા એવા ખાડચે, તારે હાથે ભર્યા તેં આમાન. અભિ૦
અવિચળ આ અવનિ વિષે, કદી રહે નહિ કોઇ,
જાગે તે જીવે સહી, ઉંઘનારો જાયે જીવ ખોઇ. અભિ૦

મણિમય રામે પ્યારથી, તક આપી છે હાથ,
ભજ ભજ સીતાનાથને, સંત સાધુનો લે કરી સાથ, અભિ૦

રાગ ભૈરવી.

વિશ્વંભર ! વ્હાલા ! વિભુજી, આજ શરણે હું પડુંછું.
આજ શરણે હું પડુંછું, રામ ! બારે રડવડુંછું. વિ૦ ટેક.
તુજને જાણ્યા વિના હું, સર્વને સ્નેહે નડુંછું,
ઓળખ્યા વિણુ અંતરો, ધિક્કારમાં ધક્કે ચડુંછું. વિ૦
હા ! ઘટીત એ મુજને છે, છોતલાં શાને છડુંછું ?
જાણુ થઇને અજાણુતામાં, બાપલા ! હું આથડુંછું. વિ૦
" ખપ નથી અહીંયાજતો ત્યાં, એ નથી " ધાટો ધડુંછું,
સર્વેશ્વર વિસરી જતાં તું, સ્વાર્થમાં હરિ ! હા ! સડુંછું. વિ૦
સાધનોમાં શુન્ય છું, પરમાર્થમાં મીંડું વડુંછું,
રામ હેલ્લા રામ મણિ કહી, ચિત્ત તુજ ચર્ણે જડુંછું વિ૦

## વિજ્ઞપ્તિ.

રામવીણા રૂા. ૧–૧૨–૦ રામાજ્ઞા રૂા. ૦–૩–૦ મણિરત્નમાળા રૂા. ૦–૧–૦ સંગીત ગીતા, સ્તોત્રષટક, શ્રી રામલહરિ લ્હેર ૧ લીથી ૭ મી સુધી અમુલ્ય. પોષ્ટેજ જુદું.

મળવાનાં ઠેકાણાં.

શેઠ પુરૂષોત્તમ નાનજી ઠક્કુર
પ્રકાશક, રામવીણા તથા
રામાજ્ઞા.
મુ. કેશોદ—કાઠિયાવાડ.

રા.રા. નવનિધરાય પ્રેચ્છાશંકર
કીકાણી.
બજાર ફળિયા.
મુ. જુનાગઢ-કાઠિયાવાડ.